ધાત્રીશિક્ષા પ્રથમ ભાગની પ્રસ્તાવનામા જણાવ્યા પ્રમાણે બંગાળી ધાત્રીશિક્ષાના પ્રથમ ભાગનુ ગુજરાતી ભાષાન્તર મને અનાયાસે મળી ગયુ હતુ આ બીજા ભાગનુ ભાષાન્તર કરી આપનાર પણ એવાજ એક કુશળ વિદ્વાન સુભાગ્યે મળી આવ્યા છે કાઠીયાવાડમા આવેલા કાટલાસાગાણી તાલુકાના તાલુકાસ્કુલ માસ્તર રા દામોદરદાસ વખતચંદ શાહ જેમને બંગાળી ભાષાનુ ઘણુ સારૂ જ્ઞાન છે અને લખવાની શૈલી ઉત્તમ છે એમની પાસે આ પુસ્તકના બીજા ભાગનુ ભાષાંતર કરાવેલુ છે એમણે કરેલુ ભાષાન્તર આ પુસ્તકને બધબેસતી શૈલીવાળુ શુદ્ધ અને સાદુ છે, એવુ વાચનારાઓને જણાવવુ પડે તેમ નથી

આ પુસ્તકનો ત્રીજો ભાગ મે જાતે લખીને નવોજ ઉમેર્યો છે બંગાળી ધાત્રીશિક્ષાનુ પુસ્તક બે ભાગમાજ છપાયુ છે એ ગ્રથના મૂળ બંગાળી લખનાર ડૉ યદુનાથ મુખોપાધ્યાય આ પુસ્તકનો એક ત્રીજો ભાગ પણ છપાવવા ધારતા હતા, એવુ પ્રથમ ભાગમા એક ઠેકાણે એક ટિપ્પણમા કરેલી સૂચના ઉપરથી જણાઇ આવે છે, પણ કલકત્તે લખીને તપાસ કરાવતા એવુ માલમ પડ્યુ કે એ ત્રીજો ભાગ છપાયોજ નથી અને તેથી એમનુ બાકી રહેલુ કામ પૂર્ણ કરવાનુ મે સાહસ કરેલુ છે—સાહસ એટલા માટે કે એ મારો ખાસ વિષય નથી આ પ્રમાણે આ પુસ્તકનો ત્રીજો ભાગ બંગાળીનુ કે બીજી ભાષાનુ ભાષાન્તર નથી તેમ કોઈ ગ્રથનુ અનુકરણ પણ નથી પણ સૂતિકા શાસ્ત્ર ( મિડવાઇફરી )ના પુસ્તકોના આધારથી આ ત્રીજા ભાગના યોગ્ય પ્રકરણ મે પોતે યથાશક્તિ લખીને દાખલ કર્યા છે, અને તેથી મૂળ બંગાળી ગ્રથકર્ત્તાની અસલ શૈલી કે ખૂબી મારી કલમમા ન આવી હોય તો તેમ બનવાજોગ છે ડૉ યદુનાથ પોતાના પુસ્તકના ત્રીજા ભાગમા શુ વિષયો દાખલ કરવાના હતા તે જાણવાનુ બની શકે એમ નહિ હોવાથી એમણે પ્રથમના બે ભાગમા નહિ લીધેલા અને આ પુસ્તકના મૂળ વિષયને બધ બેસે એવા યોગ્ય વધારે પ્રકરણો મે લખીને એક ત્રીજા ભાગનો આ પુસ્તકમા ઉમેરો કર્યો છે અને તેથી આ પ્રકરણોમા ક્યાઇ ભૂલચૂક થઇ હોય તો એ

વિષયના વિદ્વાનો દરગુજર કરશે, અને મને જણાવશે એવી આશા છે. ત્રીજો ભાગ ઉમેર્યા વિના આ પુસ્તકનું કદ પ્રથમ ભાગ કરતાં કાંઇક ન્હાનું થવા જતું હતું, અને તેથી ગ્રાહકોનું દિલ નારાજ ન થવા દેવું, એ પણ ત્રીજો ભાગ દાખલ કરવાનું વિશેષ કારણ છે.

વૈદ્યકલ્પતરૂના ગ્રાહકોને ગયા વર્ષમાં ભેટની ચોપડી આપવા માટે હું વિષયની પસંદગીનો વિચાર કરતો હતો. મને લાગ્યું કે ભેટ માટે વૈદ્યક વિષયોની પસંદગી કાંઇક ચોકસ અનુક્રમથી થાય તો વધારે ઠીક અને તેથી મેં એવો નિશ્ચય કર્યો હતો કે જીવની ( માણસની ) સૌથી પહેલી સ્થિતિ એજ આ ભેટનો પહેલો વિષય મુકરર કરવો જોઇએ. જીવની સૌથી પહેલી સ્થિતિ કઇ કહેવાય એ પ્રશ્નનો સાધારણ રીતે એવો ઉત્તર મળે કે ગર્ભ અથવા બાળક એ માણસની સૌથી પહેલી અવસ્થા છે, કે જેનુ બહુ રસિક વર્ણન આ ધાત્રીશિક્ષાના ત્રણે ભાગમાં આવી જાય છે. પણ હુ ધારૂં છું કે એ પહેલાં પણ એક વધારે અગત્યની અવસ્થા છે કે જેના ઉપર થનાર માણસના ભવિષ્યનો આખો પાયો રચાય છે. આ અવસ્થા ઘણી સૂક્ષ્મ પણ સમજવા જેવી છે અને તે માબાપના બીજથી શરૂ થાય છે. એ અવસ્થાને ગર્ભની તૈયારીની અવસ્થા કહીએ તો ચાલે. એક સદાચારી સુંદર અને સુદૃઢ બાળકને કેવી રીતે ઉત્પન્ન કરવું એ વિષેની સમગ્ર તૈયારી એજ પહેલી અવસ્થા છે. એ અવસ્થામાં માબાપના બીજની સુધારણાથી આરંભીને ગર્ભાધાન અને ગર્ભાવસ્થાની અતિ અદ્દભુત અને ઉપયોગી વાતો આવી જાય છે. ગયા વર્ષની ભેટ માટે એવું એક પુસ્તક લખવાની તૈયારી હતી એવામાં ધાત્રીશિક્ષાનું ભાષાન્તર અનાયાસે પ્રાપ્ત થયું.

આવી રીતે પ્રથમ ભેટ માટે જે પુસ્તકની હું તૈયારી કરતો હતો તે પુસ્તક એટલે, ઉપર કહ્યા પ્રમાણે, એક સદાચારી, સુંદર અને સુદૃઢ બાળકને કેવી રીતે ઉત્પન્ન કરવું, એ વિષયનું એક અપૂર્વ પુસ્તક, જો જીંદગી અવશેષ હશે તો, નજીકના ભવિષ્યમાં વૈદ્યકલ્પતરૂના ગ્રાહકોની સેવામાં મુકવાની હું આશા રાખું છું.

વૈદ્ય જટાશંકર લીલાધર.

# અનુક્રમણિકા

## ભાગ બીજો.



## ભાગ ત્રીજો.



## પછવાડેનું પત્રક જોવાની સમજુતી.

મહીના સામે મૂકેલા આંકડામાના અનુક્રમે બન્ને આંકડા ગર્ભાધાન અને પ્રસવના દિવસો દર્શાવે છે દાખલા તરીકે પહેલી બે લાઈનોમાં જાનેવારીની તા ૧ લી નીચે અકટોબરની તા ૮ મી મુકી છે તેમા જાનેવારી તા ૧ લી અટકાવ બંધ થયાની અને અક્ટોબર તા ૮ મી પ્રસવની તારીખ સમજવી

# ગર્ભાધાનનો દિવસ અને પ્રસવનો દિવસ દર્શાવનારું પત્રક.

| | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | જાને |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | નવે. |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૦ | ૦ | ૦ | ફેબ્રુ. |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૦ | ૦ | ૦ | ડિસે |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | મા |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | જાને |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૦ | એપ્રી. |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૦ | ફેબ્રુ |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | મે. |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | મા |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૦ | જૂન. |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૦ | એપ્રી |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | જુલા |
| | | ૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | મે. |
| | | | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | અગ |
| | | | ૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | જૂન. |
| | | | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૦ | સપ્ટે. |
| | | ૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૦ | જુલા |
| | | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | અક. |
| | | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | અગ |
| | | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૦ | નવે |
| | | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૦ | સપ્ટે. |
| | | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ડિસે |
| | | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | અક |

# ધાત્રી શિક્ષા

અથવા

# સૂયાણી અને સૂતિકા.




## બીજો ભાગ

## પ્રકરણ ૧ લું.

### બાળકનો પગ પહેલો આવે તો શું કરવું?

લક્ષ્મી—કેમ બેન! મોતીનો ભાણીયો છે તો સારો ના!

વખત—હા, બેન, ઘરડાંનાં પુન્યથી ભાણીયો સારો છે. આવો, બેસો, ઉભાં ક્યાં સુધી રહેશો? હમણાં તમે દેખાતાં કેમ નથી? હમણા કાંઇ નવાજુની તો નથી ના?

લક્ષ્મી—ના. કાલ રાત્રે હું ઘેર હતી, પછી કોઇને ઘેર એક ગર્ભિણીને પ્રસવ કરાવવા ગઇ હતી.

વખત—ગર્ભિણી કેવી હતી? કાંઇ વાંકું વસમું તો નહોતું ના?

લક્ષ્મી—બીજું તો કાંઇ વાંકું વસમું નહોતું. તે ગર્ભિણીના બાળકના પગ પહેલા આવ્યા હતા. પગથી બાળક અવતરે તેમાં બહુ ચિંતા કરવા જેવું નથી હોતું. સગર્ભા પોતાની મેળે જ પ્રસવ કરી શકે છે. ઘણું કરીને તેને દાયણની મદદની જરૂર પડતી નથી.

વખત—બહુ સારી વાત સાંભરી આવી. આગળ તમે મને એકવાર કહ્યું હતુ કે બાળક પેટમાંથી અવતરે ત્યારે શું કરવું તે શીખવીશ, તેને ઘણા દિવસ થઇ ગયા.

લક્ષ્મી—એવો વખત આવે ત્યારે એ શીખવાય. વખત ન આવે તો મોડુ પણ થાય. તેમાં શો દોષ? હવે એ સારી રીતે શીખવાની જોગવાઈ આવી છે,

વખત—શી જોગવાઈ આવી છે?

લક્ષ્મી—હું ગઇ કાલે એક ગર્ભિણીને પ્રસવ કરાવવા ગઇ હતી તેની બધી વાત બહુજ ધ્યાન દઈને તમે સાંભળશો તો બાળકના પગ પહેલા આવે ત્યારે શું કરવું તે તમે શીખી જશો.

વખત—હા. ખરી વાત કહો છો. એ બહુ સારૂં થયું. તમને હમણાં નવરાશ છે?

લક્ષ્મી—આ વિના મારે બીજું કાંઇ કામકાજ નથી. વળી તમે એવાં બુદ્ધિશાળી અને આ બાબત શીખી લેવાને આતુર છો કે તેથી બીજાં કામ હોય તોપણ તે બધાં કામ પડતાં મુકીને પણ તમને શીખવવાની મારી મરજી થાય છે.

વખત—મારા ઉપર તમારી આટલી બધી મહેરબાની છે, એ બહુ સારૂં છે. ત્યારે તો હવે પુરી રીતે શીખાને કહો એમ. તમારી મહેરબાનીથી સીધા પ્રસવની વાત તો હું સારી રીતે શીખી ગઇ છું. બાકી પગમુખ હોય ત્યારે શું કરવું તે પણ સારી રીતે જાણી રાખવું જોઇએ. આ કાઠીઆવાડમાં કોઇની વહુદીકરીને પ્રસવ વખતે દુઃખ થતું હોય તો જાણતાં હોઇએ તો જરૂર કોઇને કાંઇ ઉપકાર થઇ શકે.

લક્ષ્મી—કાંઇ ઉપકાર કેમ? ઘણી ગર્ભિણી સ્ત્રીઓને અને તેનાં બાળકોને જીવતદાન આપી શકાય. એના કરતાં બીજું સારૂં કામ કયું છે?

વખત—હા, ખરી વાત કહો છો. હમણાં તમે પ્રસવ કરાવવા ગયા હતાં તે ગર્ભિણી શુ પેલોઠીઈ§ છે? તેની ઉમર આશરે કેટલી છે? કઈ ન્યાતની છે? તેનુ બાળક બચ્યુ છે કે નહિ? દીકરો અવતર્યા છે કે દીકરી?

લક્ષ્મી—તે કાયસ્થની દીકરી છે પેલોઠી છે. તેની ઉમર આશરે સોળ સતર વરસની છે તેને દીકરો અવતર્યો છે. મા અને દીકરો બને સાજાંતાજાં છે

વખત—ત્યારે તો ઠીક. પહેલેથી છે'ને લગી તેની બધી હકીકત મને કહો ગર્ભિણી અને તેનુ બાળક એ એમાંથી કોઇના કાંઈ પણ માઠા સમાચારની વાત સાભળવામા આવે તો મારૂ લાગે નહિ. કેમ ખરૂ કહુ છુ કે નહિ?

લક્ષ્મી—એક વાર નહિ પણ સાત વાર ખરૂ. ગર્ભિણીના મર્મ ગર્ભિણીજ જાણે. બીજાને એમા શુ ખબર પડે?

વખત—તમે જઇને શુ પગ પહેલા આવેલા જોયા?

લક્ષ્મી—ના, પગ પહેલા આવેલા નહોતા નિતંબ (ઢગરા) આગળ આવેલા હતા.

વખત—એ વળી કેવી રીતે?

લક્ષ્મી—ભોયને-જમીનને-નિતંબ (ઢગરા) અડકાડીને બન્ને પગ ઉચા કરીને બેસવાથી જેમ નિતંબ નીચેની તરફ રહે છે, તેમ પેટમાં છોકરુ પણ રહે છે

વખત—તેનુ ચિત્ર પાડી બતાવો તો સારી રીતે સમજાય.

લક્ષ્મી—આ જુઓ (જુઓ ચિત્ર છઠ્ઠું).

વખત—હા હવે તો બરોબર સમજ પડી. નિતંબ (ઢગરા) આવ્યા હતા? તમે તો પહેલા પગ આવવાનુ કહેતા હતા ને?

---

§ જેને પહેલી સુવાવડ આવે તે પેલોઠી કહેવાય

લક્ષ્મી—હા પહેલા પગ આવવાનુજ મે તમને કહેલુ હતું. નિતંબ, ઢીંચણ કે પગ એ ત્રણમાંથી ગમે તે એક પ્રથમ આવે તો પણ પહેલા નિતબ આવ્યા છે, એમ કહેવાય છે

વખત—કેમ? એનુ શુ કારણ?

લક્ષ્મી—ગર્ભિણીને પ્રસવ કરાવવાનો ઉપાય એ ત્રણેમા એકજ છે. મતલબ કે બાળકના નિતબ પહેલા આવ્યા હોય ને જે રીતે પ્રસવ કરાવાય, તેજ રીતે ઢીંચણ કે પગ આગળ આવ્યા હોય તોપણ પ્રસવ કરાવાય છે

વખત—હવે હુ એ સારી રીતે સમજી. ઠીક, પણ પહેલા પગ આવે ત્યારે એક સાથે બને પગ આવે છે કે પહેલો એક પગ આવીને પછી બીજો આવે છે?

લક્ષ્મી—તેનો કાઇ ચોકસ નિયમ નથી. એક સાથે બે પગ પણ આવે, અને એક પણ આવે ' તેમજ એક સાથે બંને ઢીંચણ પણ આવે

વખત—નિતબ, ઢીંચણ કે પગ પહેલા આવવાના હોય તો તે શી રીતે જાણી શકાય?

લક્ષ્મી—એ જાણવાની ઘણી રીતો છે, પણ હાથ લગાડી જોવાથી એ વાત ઘણીજ સારી રીતે જાણી શકાય છે. '

વખત—હાથ લગાડી જોવાથી શી રીતે જાણી શકાય, તે કહો.

લક્ષ્મી—પહેલા નિતબ આવવાના હોય તો પરપોટો ફુટયા પહેના ઘણે ભાગે કાઇ પણ જાણી શકાતું નથી માત્ર બાળકની પૂઠ ઉપરનુ હાડકું અને મ્મરાની કરોડનો નીચલો ભાગ હાથ લગાડવાથી જણાય છે. પરપોટો ફુટયા પછી હાથ લગાડવાથી કમળ (જરાયુ) ના મોંમા બાળકના બને નિતબ (ઢગરા) અને પૂઠ ચોખ્ખી રીતે

જણાય છે. પૂંઠની પાસેનો ભાગ બરાબર તપાસવાથી દીકરા અથવા દીકરીનું ખાસ ચિન્હ પણ માલમ પડી આવે છે. હાથથી અંડુ (ગોળીઓ) જણાઈ આવે તો પછી કોઈ રીતનો શક રહેતોજ નથી. એટલે દીકરોજ છે એમ તરતજ સમજાઇ જાય છે.

વખત—ઠીક, મોં અને પૂંઠ એ બેની રચના લગભગ સરખી જેવીજ છે. તો પછી મોં છે કે પૂંઠ છે એ અનુમાનથી શી રીતે જાણી શકાય?

લક્ષ્મી—તે જાણવાનો પણ રસ્તો છે; મો કરતા પૂંઠ નાની હોય છે. વળી મોંમાં આંગળી અડે તો હબ અને જડબુ જણાઇ આવે છે. પૂંઠમાં આંગળી જાય તો આંગળી દબાય છે. નિતબ પહેલા આવવાના હોય તે શી રીતે જાણી શકાય, તે વાત તો હવે તમે સારી રીતે સમજ્યાં કે નહિ?

વખત—હા, એ વાત તો સારી રીતે સમજાઇ ગઇ. હવે ઢીંચણ પહેલા આવવાના હોય તે શી રીતે જણાય તે કહો!

લક્ષ્મી—તે પણ હાથ લગાડવાથી સારી રીતે જાણી શકાય છે. હાથ લગાડવાથી ઢીંચણની બને બાજુએ ટેકરા જેવાં બે મારાં ગોળ હાડકાં, તે બે ટેકરાની વચમાં ખોલ, અને સાથળ અને પગના નળાની સધિ એ બધુ સારી રીતે જણાઇ આવે છે. આ બધુ જાણવાથી પહેલાં ઢીંચણ આવશે એમ જાણી શકાય છે. કેમ સમજ્યાં કે નહિ!

વખત—હા, એ ખરૂ. પણ પગની ઘુંટી, કોણી અને કાંધની સાથે ઢીંચણનો ગોટાળો થઇ શકે ખરો. એટલે પગની ઘુંટી, કોણી અને કાંધ હોય તોપણ ઢીંચણ છે એમ વખતે ભૂલ થઈ જાય કે કેમ? અનુમાનથી આવી ભૂલ ન થઈ જાય?

લક્ષ્મી—હા, એવી ભૂલ વખતે થાય ખરી, પણ તે બધું જાણવાની સારી યુક્તિ છે.

વખત—તે યુક્તિ કઇ?

લક્ષ્મી—તે કહું છું. પહેલાં ઘુંટી લ્યો. ટીંચણની બન્ને તરફ બે ટેકરા છે. અને ઘુંટીની આસપાસ નથી. ત્યાર પછી કોણી લ્યો. તેમાં સળંગ એક લાંબું હાડકું હોય છે. પછી ગરદન લ્યો. ગરદન ઉપર ફક્ત એકજ ટેકરો હોય છે. અને ટેકરાથી આસ્તે આસ્તે આગળ પાછળ હાથ ફેરવી જોવાથી ઉપર ગળાની હાંસડીનુ હાડકું અને પાછળ બરડાની કરોડનો ઉપરનો ભાગ જણાય છે. આવો તફાવત હોવાથી ગોટો કેમ થાય? ઘુટી, કોણી અને કાંધના આકાર અને તેની આસપાસનાં હાડકાં કરતાં ટીંચણના આકારમાં અને તેની આસપાસના હાડકામાં જે તફાવત છે તે બરાબર ધ્યાનમાં હોય તો પછી ભૂલ થાયજ નહિ.

વખત—હા ખરૂં કહો છો. આ બધા અવયવોની રચનાનું સારૂં જ્ઞાન ન હોય તેણે દાઇયણનું કામ કરવું, એ લગભગ નકામા જેવું છે. તમે જે સમજાવ્યું તેનું બરાબર જ્ઞાન હોય તો નાનું છોકરૂં પણ એ વાત સમજી શકે. અને સમજે તો ભૂલ થાયજ નહિ. ઠીક, હવે પગ પહેલા આવવાના હોય તો તે શી રીતે જાણવામાં આવે, તે કહો.

લક્ષ્મી—તે જાણવાનો તો બહુજ સહેલો ઉપાય છે. પગનો આકાર એવો છે કે હાથ સિવાય બીજા કોઇ અંગની સાથે તેનું સરખાપણુંજ નથી. તેથી પગને બદલે હાથ માનવાનીજ ભૂલ થવાનો સંભવ છે. બીજી કશી પણ ભૂલ થવાનો સંભવજ નથી.

વખત—બહુ સારૂં. પણ તે ભૂલ ન થાય એમ તો થવું જ જોઇએ ના!

લક્ષ્મી—એમાં શી ફીકર છે. એ તો તમને હમણાં જ એવી રીતે સમજાવી દઉં કે પછી ભૂલ જ ન થાય. એકે એક જે કહુ તે બરાબર ધ્યાનમાં રાખો.

(૧) પગની આગળીઓ ઓળખવી બહુ સહેલી છે અગુઠાથી તે છેલ્લી આગળી લગીની દરેક આગળી એક પછી એક નાની હોય છે પણ હાથની આગળીઓમા તેમ નથી તે તો નાની મોટી હોય છે

(૨) પગના અગુઠાની પાસેજ તેની બીજી આગળીઓ હોય છે પણ હાથના અગુઠાથી આગળીઓ ઘણી છેટી હોય છે હાથનો અગુઠો બીજી બધી આગળીઓથી જુદી રીતનો હોય છે હાથની આગળીઓ અગુઠાની હારમા નથી હોતી પણ સામી હોય છે

(૩) હાથના કરતા પગની બનાવટમા દેખીતોજ ઘણો ફેર હોય છે પગનો અગુઠો અને બીજી આગળીઓ એકજ હારમા હોય છે તેમજ પગનો અગુઠો બીજી આગળીઓ કરતા ઘણોજ મોટો અને ગોળ હોય છે

(૪) પગના તળીયાની પેરે હાથે કાંઇ હોતુ નથી હાથ જેમ બાવડાની સાથે સંધાણ જોડેલ છે તેમ પગનો નળો અને તળીયુ એક સાથે જોડેલા નથી વળી હાથના કરતા પગ ઘણા ભારે હોય છે અને હાથના જેટલા ખુલ્લા પણ નથી હોતા

વખત—વાહ બેન, વાહ! તમારી બુદ્ધિને શાબાશ છે! આ મઝાની યુક્તિ શીખવી? તમારા ગુણ ગણતા પાર આવે તેમ નથી

લક્ષ્મી—આગળ જે જે યુક્તિ તમને કહી, તે સિવાય પણ કેટલાક એવા ચિન્હ છે કે જેથી બાળકના પગ આગળ આવશે કે ઢીચણ આગળ આવશે તે જાણી શકાય

વખત—જો એવા ચિન્હ હોય તો તે સઘળા કહી બતાવો બાકી શા માટે રાખો છો? બધાંએ એક એ કહી બતાવો

લક્ષ્મી—ત્યારે સાંભળો; કહું છુ વેણ આવવા માંડે ત્યારે પ્રસૂતાના પ્રસવના દ્વારમા હાથ રાખવાથી પામે જો બાળકનું શરીર ન

ણનુ મોટામા મોટુ કામ છે અને તેટલા વધારે વખત સુધી થેલીમા •પાણી રાખવાની મહેનત કરવી ઢીચણ કે પગ મરેના આવવાના હોય ત્યારે એ પાણી સાચવી રાખવાની મહેનત કરવામાં આવી હોય અને પાણી રહે તો પછી કામ ઘણુજ મહેલુ થઇ જાય છે

વખત—કેમ બેન ! પાણીની થેની સાચવી રાખવાની વાત આ ટલો બધો ભાર દઇને શા માટે કહો છો ?

લક્ષ્મી—એમ કેમ પૂછો છો ? બધુ ભૂલી ગયા ? સભારી જુઓ ને ! તમને આ પહેલા પણ કહી રાખેલુ છે કે પાણીની થેની વારે વારે, નીચી આવ્યા કરે તેથી જ જરાયુનં‡ મો સારી રીતે ખુલ્લુ થાય છે

વખત—હા એ તો કહેલુ છે ખરુ

લક્ષ્મી—ત્યારે ! પહેલુ માથુ આવે તો પણ જ્યા કમળનુ મો ઉઘડવા માટ પાણીની થેલી સાચવવાની જરૂર છે, ત્યા પછી પહેલા નિતબ, ઢીંચણ કે પગ આવવાના હોય ત્યારે પાણીની થેની સાચવ વાની જરૂર હોય એમાં શી નવાઇ ?

વખત—હા એ ખરૂ માથુ આટલુ બધુ કઠણ ગોળ અને મોટુ હોવા છતા પણ પાણીની થેલીમાના પાણીની મદદ વિના કમળનુ મો ઉઘડુ થઇ શકતુ નથી તો પછી ગયળીમાનુ પાણી પહેલેથી જ બ હાર આવી ગયુ હોય તો નિતબ ઢીંચણ પગવડે જરાયુનુ મો શી રીતે ઉઘડે ?

લક્ષ્મી—હા, બરાબર સમજ્યા છો. હવે તમને એ સમજાવવુ પડે તેમ નથી ત્યારે હવે ખૂબ યાદ રાખ તે બાળકના નિતબ ઢીંચણ કે પગ પહેલા આવે તેમ હોય તો તે વખતે ખુબ સભાળ રાખીને પાણીની થેલીને *સાચવવી અને કમળનુ મો સારી પેઠે ઉઘડે

* પૂહેના ભાગના પાચમા પ્રકરણનો છઠ્ઠો ભાગ જુઓ. ‡ કમળ

તુટી, ત્યાં સુધી પાણી વડી જવા દેવુ નહિ. પાણીની થેલી આપણી આબાદ હોય, એટલે પાણી જરા પણ વહી ગયેલું ન હોય એવી સ્થી- તિમાં પ્રસવ કરાવવો હોય તો ઘણીજ સગવડ થાય, પણ એમ બનવું કાંઇ મહેલું નથી; ઘણું કરીને તો એમ થતુંજ નથી.

વખત—બહુ સારૂ. ત્યારે દાઇયણનું પહેલુ કામ તો એ છે કે, પાણીની કોથળીને સભાળી રાખવી પછી જ્યારે કશીયો ફુટે, અને પાણી આવવા માંડે ત્યારે શું કરવું ?

લક્ષ્મી—કશીયો ફુટયા પછી બાળક પોતાની મેળેજ બહાર આવે. છેક લગી છોકરૂં બહાર આવે ત્યા સુધી દાઇયણે કાઇ કરવુ નહિં. માત્ર પ્રસવનાં દ્વારની નીચે હાથ દઇ રાખવો. તે જગ્યાએ ધક્કો ન લાગે તેટલા માટે બાળકનુ અગ જેમ જેમ બહાર આવતું જાય તેમ તેમ સ્ત્રીના પેટની તરફ ઉંચુ કરી ઝાલી રાખવુ જેટલી દોડાદોડ ઓછી થાય તેટલો લાભ થાય છે, જલદી પ્રસવ થઇ જાય, એવી કાંઇ પણ મહેનત કરવી નહિં.

વખત—કેમ ?

લક્ષ્મી—પગથી તે ગળાં સુધીનું આખુ શરીર બહાર આવતાં જેમ વાર લાગે, તેમ માથું વગર મુસ્કેલીએ બહાર આવે.

વખત—એમ કેમ થાય ?

લક્ષ્મી—પગથી તે માથા સુધી શરીરે ક્રમે ક્રમે મોટું છે કે નહિ?

વખત—હા, તે તો ઉઘાડું જ છે; પગનાં તળીયાં કરતા પીંડી મોટી, પીંડી કરતાં સાથળ મોટો, સાથળ કરતા નિતંબ મોટા, પેટ કરતા છાતી મોટી, આ વાત તો ખરી.

લક્ષ્મી—ત્યારે જુઓ, જેમ જેમ ધીમે ધીમે નાનેથી મોટાં અંગ કમળના મોંમાથી બહાર આવતાં જાય, તેમ તેમ કમળનું મો જરૂર

સારી પેઠે ઉઘાડું થતું આવે. કેમ, સમજી શકો છો ના ? અને કમળનું મોં પુરેપુરૂં ઉઘડેલું હોય તો માથું સહેલથી બહાર આવે. એમાં તો કાંઇ કહેવાનું જ નથી.

વખત—હવે બરાબર સમજાયું. હવે ફરી કહેવું પડશે નહિં. કોઇ પણ રીતે માથુ બહાર આવી જાય તો પછી શરીર બહાર આવવામાં કશી પણ અડચણ પડે નહિં. તેમ જ કાંઇ દુઃખ પણ થાય નહિં. તેથી બાળકનું માથું પહેલું બહાર આવે તો શરીર સહેલથી બહાર આવે, કશું દુઃખ થાય નહિં. પણ પહેલું શરીર આવે તો માથું આવવું ઘણું જ કઠણ અને તેવે સમે પ્રસુતાને દુઃખ પણ થાય. તેથી જ પગથી તે ગળાં સુધીનું શરીર ક્રમે ક્રમે અને ધીમે ધીમે બહાર આવે એ ઘણું સારૂં છે. એથી કમળનું મોં સારી પેઠે ઉઘડવાની સગવડ થાય છે. કમળનું મોં ઉઘડવાથી માથું સહેજે બહાર આવે છે. એ જ તમારે કહેવાનું છેની ?

લક્ષ્મી—હા, મારે એજ તમને કહેવાનું છે. તમારી બુદ્ધિથી મને બહુ આનંદ થાય છે. અને તેથીજ તમને શીખવતાં મને બહુજ મજા પડે છે. કોઇ બાબત કઠણ હોય તોપણ એકવાર શીખવતાંજ તમે શીખી જાઓ છો. તમારી બુદ્ધિની બલિહારી છે. તમારી બુદ્ધિની વાત હું ક્યારે પણ ભૂલીશ નહિં.

વખત—તમે કહ્યું હતું કે જ્યાં લગી બાળકની ડુંટી સુધીનો ભાગ બહાર ન આવે ત્યાં સુધી દાઇયણે કાંઇ પણ કરવાનું નથી. પણ ડુંટી સુધીના ભાગનો પ્રસવ થતાં ઘણી વાર લાગે તો શું કરવું ?

લક્ષ્મી—ઘણી વાર લાગે તો ઉપરાઉપર, તરતાતરત વેણો આવે એવો ઉપાય કરવો.

વખત—શું કરવાથી તરતાતરત વેણો આવે ?

લક્ષ્મી—કેમ ! ઇપિકાની વાત ભૂલી ગયાં કે ?

વખત—હા, ભૂલી ગઇ ખરી. વેણ બંધ થઇ જાય, અથવા ધીમી પડી જાય ત્યારે ઇપિકા આપવું જોઇએ, એમાં કાંઇ વિચાર કરવાનો નથી. એ વાત હું ભૂલી ગઇ ખરી.

લક્ષ્મી—હમણાં ભૂલી ગયાં, એમાં કાંઇ નુકસાન નથી. પણ ભલાં થઇને ખરે વખતે ભૂલશો માં હો !

વખત—સારૂં ! બેન સારૂં ! શીખેલાં હોઇએ, સાંભળ્યું હોય, તેનો ઉપયોગ કરવાનો વખત આવે ત્યારે તે ભૂલી જવાય તો તે શીખવા સાભળવાનો શો લાભ ? એ તો ઠીક, પણ એ ઓસડ કદાચ પાસે ન હોય તો દાઇયણે શું કરવું ?

લક્ષ્મી—તેનો પણ માર્ગ બતાવું. પગથી તે કુંટી સુધીના ભાગમાં નિતંબ આવતાં મુસ્કેલી પડે છે. પગ આવ્યા પછી જો નિતંબ આવી જાય તો કુંટી સુધીનો ભાગ પોતાની મેળેજ બહાર આવી જાય છે, તે તો તમે જાણો છોની ?

વખત—હા, તે તો સારી રીતે જાણું છું.

લક્ષ્મી—ત્યારે તો બાળકના પગ બહાર આવ્યા પછી કુંટી સુધીનો ભાગ બહાર આવતાં જો વાર લાગે તો નિતંબનો પ્રસવ દાઇયણે કરાવવાની જરૂર છે.

વખત—બરાબર. હવે હાથ લગાડીને બાળકના નિતંબનો પ્રસવ શી રીતે કરાવવો, તે કહો જોઉં !

લક્ષ્મી—બાળકની *કૂચકીમાં એક આંગળી નાખીને ધીમે રહીને એવી રીતે તાણવું કે જેથી નિતંબનો પ્રસવ થઇ જાય. તેથી પ્રસૂતાને કોઇ પણ રીતની પીડા થતી નથી.

* કુચકી—સાથળ તથા પેડુની વચ્ચેની પોલ.

વખત—કયા હાથની આંગળી નાખીને તાણવું ?

લક્ષ્મી—જે હાથ ફાવતો હોય એટલે જે હાથે બળ કરે તેનો હોય તેની આંગળી નાખવી.

વખત—કુચકીમાં આંગળી નાખીને તાણવાથી નિતંબ શી રીતે બહાર આવે ? આંગળીમાં શું એટલું બધું જોર હોય છે ?

લક્ષ્મી—અરે શું આંગળીમાં થોડું જોર છે ? બળ કરીને કુચકીમાં આંગળી નાખીને ખેંચવાથી નિતંબ બહાર આવી જાય, એમાં તમને શી નવાઇ લાગે છે ?

વખત—બાળકના નિતંબ બહાર કાઢવા માટે કુચકીમાં આંગળી નાખીને જ્યારે તાણવામાં આવે ત્યારે પ્રસૂતાનાં પ્રસવનાં દ્વાર નીચે હાથ રાખવો જોઇએ કે નહિ ?

લક્ષ્મી—હા હા, હાથ તો રાખવોજ જોઇએ. હાથ રાખ્યા વિના કોઇ પણ પ્રસૂતાને પ્રસવ કરાવવો જ નહિ. બાળકનો પ્રસવ થવાનો હોય તે વખતે પ્રસવના દ્વારની નીચે હાથ રાખવો જ જોઇએ. આ વાત કદિ પણ ભૂલશો નહિ.

વખત—બાળકની ડુંટી બહાર આવ્યા પછી શું કરવું તે કહો.

લક્ષ્મી—બાળકની ડુંટી સુધીનો ભાગ બહાર આવ્યા પછી હાથપગ બહુજ સંભાળ રાખવાની છે.

વખત—એમ બેન કેમ ?

લક્ષ્મી—બાળકની ડુંટીથી તે પ્રસૂતાના પેટમાંની ઓર સુધી એક નાડી છે, તે તો તમે જાણો છો ના ?

વખત—હા તે કેમ ન જાણું ? એટલી ખબર તે હોય એવું તે હોય ?

લક્ષ્મી—જ્યાં સુધી બાળક પેટમાં હોય છે, ત્યાં સુધી તે નાડીમાંજ તેનો પ્રાણ હોય છે, તે તમે જાણો છો કે નહિ ?

વખત—હા એ પણ સારી રીતે જાણું છું.

લક્ષ્મી—પ્રસવના પેટમાંની ઓરમાંથી આ નાડીને માર્ગે બાળકનાં શરીરમાં લોહી જા આવ કરે છે તેથીજ બાળક ઉછરી શકે છે અને દિવસે દિવસે મોટું થતું આવે છે.

વખત—ઠીક, નાડી તો એક હોતી નથી, ઘણી વીંટાયેલી હોય તેમ દેખાય છે.

લક્ષ્મી—હા, ખરૂં. નાડી એક નથી હોતી, પણ ત્રણ હોય છે. બે નાની અને એક મોટી; નાની બંને નાડીઓ મોટી નાડી સાથે વીંટાયેલી હોય છે.

વખત—ત્રણ નાડી હોવાનું શું કારણ?

લક્ષ્મી—તે કહું છું. નાની બે નાડીઓ વાટે બાળકનાં શરીરમાંનું મેલું લોહી ઓરમાં જાય છે અને ઓરમાંથી ચોખ્ખું લોહી મોટી નાડી વાટે બાળકના શરીરમાં આવે છે.

વખત—ઠીક, ત્યારે એ લોહીની જા આવમાં કંઇક ગોટાળો થાય તો તો છોકરૂં મરી જાય, નહિ?

લક્ષ્મી—હા, મરીજ જાય. અને તેથીજ હું કહું છું કે બાળક ડુંટી સુધી બહાર આવ્યા પછી દાઇયણે ઘણીજ સંભાળ રાખવાની છે. નહિ તો ડુંટીથી ગળા લગીનો ભાગ બહાર આવતાં નાડી દબાય તો બાળક મરી જાય.

વખત—નાડી ઉપર દબાણ શી રીતે આવે? નાડી દબાય કેમ?

લક્ષ્મી—તે કહું છું. કમળના મોંમાંથી બાળકનું શરીર બહાર આવવાને વખતે શું કોઈ તરફ કમળ ઉઘાડું રહે છે?

વખત—ના, બાળકનું શરીર બહાર આવતાં કમળનું મોં જરા પણ ઉઘાડું રહેતું નથી. તેમાં આંગળી નાખી શકાય તેટલી પણ જગ્યા રહેતી નથી.

લક્ષ્મી—ત્યારે હવે જુઓ, પેટ અને છાતી બહાર આવવાને વખતે નાડી ઉપર દબાણ થાય કે નહિ ?

વખત—હા, તેનાપર સારી રીતે દબાણ થાય. એ તો મેં જોએલું પણ છે. માત્ર દબાણ થાય છે એટલુંજ નહિ પણ બાળકની નાડીપર હાથ લગાડવાથી તે લોહીથી ભરાઇ ગયેલી જણાય છે, અને ઘણુ કરીને એમજ થાય.

લક્ષ્મી—સંભાળ રાખવામા ન આવે તો આ દબાણથી બહુ ખોટું થાય.

વખત—ઠીક, પણ નાડી ઉપર દબાણ ન થાય તેનો કાંઈ ઉપાય છે ખરો ?

લક્ષ્મી—ઉપાય ન હોય એમ તે કાંઇ હોય ?

વખત—ત્યારે તે ઉપાય મને કહો જોઇએ !

લક્ષ્મી—સાંભળો, કહું છું. જ્યારે છોકરૂં ડુંટી સુધી બહાર આવી ત્યારે નાડીને સહજ સંભાળથી ધીરે ધીરે તાણી લેવી.

વખત—આ પ્રમાણે નાડી તાણી લેવાથી શું થાય ?

લક્ષ્મી—નાડી દબાવાની બીક ન રહે, કેમ, કાંઇ પૂછવા જેવું છે ?

વખત—ના, એમાં તો કાંઈ પૂછવા જેવું રહેતું નથી. મારી રીતે સમજું છું. નાડીનુ ધુંચળું કરીને લઇ લેવાથી તેનાપર શી રીતે દબાણ થાય ? બાળકની છાતી અને પેટની સાથે નાડી સરખી ન રહેવાથી નાડીપર દબાણ આવે નહિ કેમ ! ખરૂં કે નહિં ?

લક્ષ્મી—હા, તમે સારી રીતે સમજ્યાં છો.

વખત—પછી શું કરવું ?

લક્ષ્મી—કયે ઠેકાણે એ નાડીનું ધુંચળું રાખવાથી મુદલ દબાણ આવે, એ પછી જોવું.

વખત—એવું ઠેકાણું કયું,

લક્ષ્મી—એવું ઠેકાણું છે.

વખત—મને સુઝતું નથી, બતાવોને બેન!

લક્ષ્મી—ધ્યાન દઈ સાંભળો. પ્રસુતાના પેટમાં બરડાની કરોડની અંદરની તરફ પીઠની દાંડીમાં એક હાડકું છે. કમળમાં હાથ લગાડવાથી એ હાડકું માલમ પડી આવે છે. એ હાડકાંની બે બાજુએ બરડાની કરોડમાં લાંબી જેવી ખોલ હોય છે. આ ખોલમાં નાડી વીટીંને રાખવી. આ ઠેકાણે રાખવાથી નાડી ઉપર જરા પણ દબાણ થવાની બીક રહેશે નહિં.

વખત—એ જગ્યાએ નાડી ઠીક કેમ રાખી શકાય?

લક્ષ્મી—કેમ! એ કાંઇ કઠણ કામ નથી. કમળને ડાબે પડખે અથવા જમણે પડખે ન રાખતાં નાડીનુ ગુંચળું જરાક ઉપરની તરફ રાખવું

વખત—ઉપરની તરફ વળી કઇ રીતે?

લક્ષ્મી—ઉપરની તરફ કહું છું, એટલે એમ કે, કમળના મોંમાં હાથ નાંખીને નાડીનું ગુંચળું ડાબે પડખે કે જમણે પડખે ન રાખતાં જરાક દૂર હાથ સેરવી દઇને ડાબે કે જમણે પડખે રાખી દેવું. કેમ, હવે બરાબર સમજ્યાં?

વખત—હા. સારી રીતે સમજી ગઇ. હવે ફરી કહેવું નહિ પડે. હવે બીજું શું કહો છો?

લક્ષ્મી—કહું છું સાંભળો, બાળક અવતરતી વખતે તમે ક્યારે પણ નાળ ઉપર હાથ રાખી જેયો છે?

વખત—હા, મેં હાથ રાખી જેયો છે. બે આંગળી નાળ ઉપર રાખી ધીમેથી જરાક ભાર દઇને જેવાથી તે બે આંગળીઓની નીચે ધબકારા મતા સંભળાય છે.

લક્ષ્મી—એ ધબકારા શેના થતા હશે, તે તમે જાણો છો?

વખત—નાડીમાં લોહીની આવજા થયા કરે છે, તેથી એ ધબકારા થાય છે.

લક્ષ્મી—બરાબર કહો છો. જ્યાં લગી નાડીના આ ધબકારા ચાલતા હોય, ત્યાં સુધી કોઇ રીતની બીક નથી, અને ત્યાં સુધી દાઈયણને કાંઈ કરવાનુ પણ નથી.

વખત—શું કહો છો? એ તો ઘણી સારી યુક્તિ તમે બતાવી!

લક્ષ્મી—હા, એ ઘણી જ સારી યુક્તિ છે. બાળક ડુંટી સુધી બહાર આવે ત્યારે નાળ ઉપર દબાણ ન થાય એવો ઉપાય કરીને દાઇયણે પ્રસુતાની પાસે છાનાંમાનાં બેશી જ રહેવું. નાળમાં લોહી જા આવ કર્યા કરે છે કે નહિ, તેજ તેણે વારંવાર જોતાં રહેવું. નાળને હાથ લગાડી જોવાથી આ વાત સારી રીતે જાણી શકાય છે. નાળ ઉપર દબાણ ન આવે તેને માટે શું ન કરવું, તે તો તમારા લક્ષમાં છે ના? ભૂલ્યાં તો નથી ના?

વખત—એ તે ભુલું! આટલી બધી મહેનત લઇને તમે મને એ વાત શીખવી છે, તે ભૂલી કેમ જવાય! ત્યારે જ્યાં સુધી નાળમાં સારી રીતે ધબકારા થતા હોય, ત્યાં સુધી તો દાઇયણે કાંઇ જ કરવાનુ નથી.

લક્ષ્મી—ના. કાંઇજ કરવું નહિ. વારંવાર નાળ ધબધબ ચાલે છે કે નહિ, તેજ માત્ર તપાસ્યાં કરવું. અને નાળના ધબકારા ક્રમે ક્રમે થાય છે કે નહિ એ પણ જોતાં રહેવું.

વખત—બરોબર કહો છો, આ બન્ને બાબત તપાસતાં રહેવું. નાડીના ધબકારા થયા કરે છે કે નહિ, તે જાણવું જોઇએ. એ ઉપરાંત નાળના ધબકારા ક્રમે ક્રમે થાય છે કે નહિ, એ જાણવું તો ઘ-

ણું જ જરૂરનું છે. કારણ કે એમ બનવાથી જાણી શકાય કે પ્રસૂતાને ઝટ પ્રસવ નહિ થાય, તો બાળક માર્યું જશે.

લક્ષ્મી—વાહ! બહુ સારૂં સમજ્યાં છો! આમ ન સમજતાં હો તો શીખવવામાં શી મજા પડે? જે મારે કહેવાનું હોય તે તમે અગાઉથીજ જાણી જાઓ છો.

વખત—બાળકનો ડુંટી લગીનો ભાગ બહાર આવ્યા પછી બાકીનો ભાગ બહાર લાવવામાં તો ઘણી સરલતા છે.

લક્ષ્મી—શી રીતે સરળતા છે?

વખત—પગ ઝાલીને તાણવાથી બાળકનો બાકીનો ભાગ સપાટાબંધ બહાર આવી જાય.

લક્ષ્મી—સત્યાનાશ કાઢયું તમે તો! એ તો નખોદ ગયાની વાત છે! એ વાત કોઇ દિવસ મનમાં પણ લાવશો નહિ.

વખત—એમાં શો દોષ છે?

લક્ષ્મી—શો દોષ છે, તે કહું છું, સાંભળો. વખતે બાળકની છાતી ઉપર તેનાં બાવડાં અને હાથ એવી રીતે રહેલાં હોય કે તાણવાથી તે ખસી જઇને માથાની બે બાજુએ અથવા માથાની પાછળ જઇ પડે.

વખત—ધારો કે કદાચ તમે કહો છો તેમ પડે તો તેમાં શું નુકસાન?

લક્ષ્મી—નુકસાન કાંઇ જેવું તેવું નહિ. બાળક માર્યું જાય.

વખત—શી રીતે માર્યું જાય?

લક્ષ્મી—પહેલા પગ આવે ત્યારે એકલું માથું આવવામાં પણ મુશ્કેલી છે. તો પછી માથાની સાથે બાવડાં[1] અને હાથ ભેળા આવે તો તો પ્રસૂતા પ્રસવ કરી શકે જ નહિ. કદી હથીઆર વાપરવાથી પ્રસવ તો થાય, પણ બાળક તો જીવતું અવતરી શકે જ નહિ.

---

[1] કોણી તથા ખભાની વચ્ચેનો હાથનો ભાગ.

વખત—અરરર ! ત્યારે તો પગ ઝાલીને તાણવામાં તો ઘણું નુકસાન છે ! ઠીક. પણ માથાની બન્ને બાજુએ હાથ આવી જાય, તે શી રીતે આવે તે મને સમજાતું નથી.

લક્ષ્મી—કેમ ! એમાં શું સમજાતું નથી ? હાથ ઉંચા કરીને આળસ ખાતાં જે રીતે માથાની બે બાજુએ હાથ રહે છે, તેવી રીતે હાથ રહે.

વખત—હા. હવે બરાબર સમજાયુ. બાળકની છાતી ઉપર તેનાં બાવડાં અને હાથ અમુક રીતે રહેલા હોય તો તે ખસી જવાથી માથાની બન્ને બાજુએ અથવા પઠવાડે જઇ પડે. એ વાત હવે મને બરાબર સમજાઇ છે. ઠીક, પણ બાળકની છાતી ઉપર બાવડાં અને હાથ કેવી રીતે રહે ?

લક્ષ્મી—બહુ સારી વાત પૂછી. એ જાણી રાખવાની પણ જરૂર છે. ઘણી ટાઢ પડતી હોય ત્યારે, શરીર સંકોડીને આપણે જે પ્રમાણે અદબ બીડીને હાથ રાખીએ છીએ, તેવી જ રીતે બાળક કમળમાં છાતી ઉપર હાથ રાખે છે. કેમ, સમજ્યાં કે નહિ ? (જુઓ ચિત્ર ચોથું.)

વખત—હા. બરાબર સમજાયું. આવો દાખલો આપીને સમજાવતાં કોણ ન સમજી શકે ?

લક્ષ્મી—એમ સમજાવીએ ત્યારેજ સમજે.

વખત—ત્યાર પછી હવે શું કરવું ? બાળક ડુંટી સુધી બહાર આવી ગયું હોય ત્યારે નાળ ઉપર દબાણ ન થાય એવો ઉપાય કર્યા પછી દાઇયણે શું કરવું ?

લક્ષ્મી—બાળકની છાતી બહાર આવવાને વખતે હાથ લગાડીને જોવું કે, તેની છાતી ઉપર બાવડાં ને હાથ જેમ હોવાં જોઇએ તેમજ છે કે નહિં ?

વખત—એ વળી શું ! છાતી ઉપર ન હોય તો બીજી કઇ જગ્યાએ હાથ હોય ?

લક્ષ્મી—કેમ ! માથાની બે બાજુએ પણ કોઇ કોઈ વખત બાવડાં અને હાથ નથી હોતા ?

વખત—શું કહો છો ? એમ પણ હોય ખરૂં કે ? મને તો લાગે છે કે એમ હોય તે તો સારૂં નહિં, બેન !

લક્ષ્મી—સારૂં તો નહીંજ તો. એમ હોય તો બાળકનું માથું બહાર આવી શકે નહિં.

વખત—વારૂ, પણ એમ હોય તો શો ઉપાય કરવો ?

લક્ષ્મી—એનો પણ બહુ સારો ઉપાય છે. માથાની બે બાજુએથી બાવડાં અને હાથ નમાવી દઇ નીચા લાવી શકાય.

વખત—કેવી રીતે નમાવીને નીચા લાવી શકાય ?

લક્ષ્મી—બહુજ ધીમે અને ચતુરાઇથી નમાવવા જોઇએ. હાથ લગાડવાથી એમ જણાય કે બાળકની છાતી ઉપર તેનાં બાવડાં અને હાથ નથી, તો તેના માથાની બે બાજુએ હાથ લગાડીને જોવું. માથાની બે તરફ બાવડાં અને હાથ છે એમ જણાય તો જે હાથ ઓરો ( પાસે ) હોય તે પહેલો નમાવી દેવો. ત્યાર પછી બીજા હાથને પણ એમજ રીતે નમાવી દેવો.

વખત—હાથ નાખીને તાણવાથી નીચેની તરફ નમાવી શકાય કે નહિ ?

લક્ષ્મી—એથી તો વખતે ઘણું નુકશાન થાય. કોઇ દિવસ એમ કરતાં નહિ.

વખત—કેમ ?

લક્ષ્મી—એમ કરીને બરાબર નીચેની બાજુએ તાણવાથી બાળકનો હાથ વખતે ભાગી જાય અને એ પ્રમાણે કરવાથી ઘણાં બાળકોના હાથ ભાંગી ગયા છે પણ ખરા.

વખત—ત્યારે શી રીતે હાથ નમાવીને નીચે આણવા?

લક્ષ્મી—તે કહું છુ, સાંભળો. બાવડા અને હાથના નળાની સંધિની જરાક ઉપર એક કે બે આંગળીઓ રાખીને જરાક બળ કરવાથી બાળકના મો અને છાતી ઉપરથી હાથ શરીરની બે બાજુએ લાવી શકાય અને તેથી બાળકને કાંઇ ઇજા પણ ન થાય; કેમ સમજ્યાં કે નહિ?

વખત—હા, સારી રીતે સમજી. પણ બંને હાથ એકે એકે નીચે લાવવા કે કેમ?

લક્ષ્મી—એકે એકે નહિ તો બીજું શું? પહેલાં પાસેનો અને પછી આઘેનો હાથ નીચે લાવવો.

વખત—બહુ સારૂ. છાતી બહાર આવવાને વખતે હાથ નાખીને જોવાથી એમ જણાય કે છાતી ઉપર બાવડા અને હાથ જેમ હોવા જોઇએ તેમ છે, તો કાંઇ કરવું પડે ખરૂ કે?

લક્ષ્મી—ના જેમ જોઇએ તેમ હોય તો કાંઇ કરવું ન પડે. છાતી બહાર આવતી વખતે પોતાની મેળે જ બંને હાથ સરીને બે પડખે પડશે.

વખત—પછી શું કરવુ?

લક્ષ્મી—ત્યાર પછી બાળકની કાંધ બહાર આવવાને વખતે પ્રસૂતાનાં પ્રસવના દ્વારની નીચે હાથ દઇ રાખવો. કાંધ બહાર આવતાં મુસ્કેલી પડે છે.

વખત—કેમ! શી રીતે મુસ્કેલી પડે છે?

લક્ષ્મી—પછી તે ગળા સુધીનુ આખું શરીર બહાર આવી ગયા પછી માથું તરત આવી જવું એ સહેલું નથી. પહેલું માથુ આવે તો આખું શરીર કમળમાં રહે છે. તેથી કમળના કામમાં ઘણું-કરીને કાંઇ પણ હરકત પડતી નથી.

વખત—કમળને વળી કામ શું?

લક્ષ્મી—આ તમે શું બોલો છો? કમળને કામ શું? બાળકને પોતાનાં શરીરમાં રાખવું એ કમળનું એક કામ, બાળકને બહાર કાઢી દેવું, એ કમળનું બીજું કામ; વળી ઘણીવાર એમ બોલવામાં આવે છે કે પ્રસૂતાને વેણ આવે છે, વેણ બહુ આવે છે અને વેણ બંધ થઇ ગઈ છે, એ બધાંનો અર્થ શો?

વખત—તે તો કહી શકું તેમ નથી, વેણ એટલે વેણ. તેનો વળી અર્થ શો હોય? મને તો એના અર્થબર્થની કાંઈ ખબર નથી. વેણ એટલે શું તે તમેજ કહોને, બેન!

લક્ષ્મી—કમળ સાંકડું થઈ જવું એનું નામ વેણ.

વખત—વાહ! ટુંકામાં ઘણું સારૂ કહી દીધું! પણ તોએ એ વાત મને ચોખ્ખી સમજાતી નથી. વેણનો તો કાંઇક અર્થ સમજાતો હતો, પણ આનો અર્થ તો મને જરાયે સમજાતો નથી.

લક્ષ્મી—પાણીમાં તણખલાં ઉપર ચોટેલી જળોને લાંબી ટુંકી થતાં તમે કોઈ દિવસ જોઇ છે?

વખત—એ તો ઘણીવાર જોએલ છે. જ્યારે જળોને એક તણખલાં ઉપરથી બીજા તણખલાં ઉપર જવું હોય છે ત્યારે તે ઘણીજ લાંબી થાય છે. ત્યાર પછી તેને જો જરાક હાથ લગાડો તો તરત તે ટુંકી થઇ જાય છે.

લક્ષ્મી—આ પ્રમાણે જે લાંબું હોય તે ટુંકું થઇ જાય, એનું નામ સાંકડું થઈ જવું.

વખત—ખરૂં. કમળ સાંકડું થવાનો અર્થ હવે બરાબર સમજ-વામાં આવ્યો. ફરીને એકવાર કમળ કેવી રીતે સાંકડું થાય છે તે સમજાવો, એટલે પછી કદિ પણ ભૂલી ન જવાય.

લક્ષ્મી—લ્યો, ત્યારે ફરીને પણ સમજાવું. સાંભળો, કમળ એ માંસની એક થેલી અથવા કોથળી છે; એ માંસની કોથળીમાં એક એવી નવાઇ જેવી શક્તિ છે કે જરૂર પ્રમાણે તે ગમે તેટલી લાંબી થાય, અને પાછી ટુંકી થઇ જાય.

વખત—જરૂર પ્રમાણે લાંબી ટુંકી થાય એટલે શું?

લક્ષ્મી—જ્યારે ગર્ભ ન હોય ત્યારે કમળનો આકાર બહુ નાનો હોય છે; પછી ગર્ભ રહે એટલે તેનો આકાર ધીમે ધીમે મોટો થતો જાય નવ મહિના પૂરા થાય ત્યારે તેનો આકાર ઘણોજ મોટો થાય. પ્રસવ થઇ જાય કે તરતજ એકદમ તેનો આકાર નાનો થઈ જાય. નવાં જન્મેલાં બાળકના માથા જેવડો તેનો આકાર થઇ જાય. ત્યાર પછી ધીમે ધીમે તેનો આકાર નાનો થતો થતો પહેલાંના જેવડો લગભગ થઇ જાય. આમ થાય છે ત્યારે જરૂર પ્રમાણે કમળ લાંબું ટુંકું થાય છે, એમ કહેવાય કે નહિ?

વખત—હા. એમ કહેવાય; પણ તેથી શું?

લક્ષ્મી—ત્યાર પછી કમળ શી રીતે સંકોચાય છે, તે તમને કહું છું; સાંભળો.

વખત—હા, હા, કહો, તે જાણવાની જ ઘણી જરૂર છે.

લક્ષ્મી—પ્રસવ થવાનો વખત આવે ત્યારે બાળકને બહાર કાઢી દેવાને કમળ મહેનત કરે છે. કમળની થેલી પાણીની થેલી ઉપર ભાર દે, અને તેથી પાણીની થેલીમાંના બાળક ઉપર પણ ભાર આવે. જ્યારે

આવી રીતે કમળ ભાર દે ત્યારે વેણ આવે. વેણની ધીમે ધીમે શરૂઆત થાય. પછી વધારે આવવા માંડે. પછી ઉપરા ઉપર વેણો આવે. વારે વારે આ પ્રમાણે ભાર આવવાથી બાળક સુધાંની પાણીની કોથળી કમળના મોંમાં આવે. ત્યાર પછી થોડીક વારમાંજ પાણીની કોથળી ફૂટે એટલે હસીયો ફૂટે, અને પાણી વહેવા માંડે. પાણી વહેવા માંડે એટલે માથું નીચું આવતું જાય. ત્યાર પછી માથું બહાર આવવાથી આખું શરીર કમળમાં રહે; છેવટ કમળના ભારથી બાળકની ગરદન, છાતી, પેટ, નિતંબ વગેરે બધા અવયવો એટલે આખું શરીર ધીમે ધીમે બહાર આવે. હવે જુઓ, કમળ સંકોચાય સંકોચાઇને વારે વારે ભાર ન દે, તો બાળક બહાર આવી શકે નહિં. કમળનુ કામ શું, તે હવે તો સમજ્યાં ના?

વખત—હા, હવે તો ઘણી સારી રીતે સમજી.

લક્ષ્મી—બાળકનું માથું પહેલું બહાર આવે એટલે તેનું આખું શરીર કમળમાં રહે. પ્રસવના દરેક પ્રસંગમાં જરાયુને એટલે કમળને કામ કરવું પડે છે, એમ કહેવું જોઇએ. તેથી કમળના કામમાં કોઈ પ્રકારની અડચણ ઉત્પન્ન થવા દેવી નહિં. કમળ સંકોચવાથી વારે વારે ભાર આવે છે અને તેથીજ બાળકનું શરીર બહાર આવે છે. પણ પહેલા પગ આવે તો ગળા સુધીનું આખું શરીર બહાર આવે, અને માત્ર એકલું માથુંજ કમળમાં રહે. દરેક કામ કરતી વખતે કમળ ખાલી થતું જાય છે, એ તો તમને કહેલુંજ છે. ત્યારે હવે જુઓ કે આવે વખતે કમળ સંકોચાઇને કોના ઉપર ભાર દે?

વખત—ઠીક કહો છો. આ કારણથીજ, પગથી તે ગળા સુધીનું શરીર બહાર આવ્યા છતાં, પણ માથું બહાર આવવું એ સહેલું કામ નથી, એમજ તમારે કહેવાનું છે, નહિ?

લક્ષ્મી—હા, મારે એજ કહેવાનું છે. પગથી તે ગળા સુધીનો ભાગ બહાર આવી ગયો હોય, અને એકલું માથુંજ કમળમાં હોય ત્યારે કમળના કામમાં શી અડચણ થાય, તે હવે તો તમે સમજ્યાના ?

વખત—હા, સારી રીતે સમજી ગઇ. આ હવે તમારે ફરીને કહેવું નહિ પડે. પગથી તે ગળા લગીનું બધુ શરીર બહાર આવ્યા છતાં પણ, જ્યારે માથુ બહાર આવવામાં આટલી મુસ્કેલી છે ત્યારે તો બાળક મરીજ જાય !

લક્ષ્મી—એમાં મરી શેનુ જાય ! માથુ આવતાં ઘણી વાર લાગે તોજ મરી જાય.

વખત—ત્યારે એવે વખતે બાળકને કશી અડચણ ન થાય તે માટે શું કરવું તે કહોને, બેન !

લક્ષ્મી—સાંભળો, તે સારી રીતે કહુ છું. પગથી તે ગળા સુધી બાળક બહાર આવી ગયા પછી બાળક વખતે મરી જાય તેથી માથુ બહાર કાઢવાને દોડાદોડ કરવી એમ તમે વિચારો છો ?

*વખત—એમ નહિ તો બીજું શું ?*

લક્ષ્મી—બાળક ગળો સુધી બહાર આવી ગયા પછી, બાળકનું માથું બહાર આવવું જોઇએ, એ જરૂરની વાત છે, એટલું જ મનમાં હોવું જોઇએ. પણ તે માટે દોડાદોડ કરવાની કશી પણ જરૂર નથી. બાળક હાંફે છે કે નહિ, તેજ માત્ર તપાસતાં રહેવું જોઇએ. બાળક હાંફતું નથી, એમ દાઇયણને ખાત્રી થાય તો કાંઇ પણ કરવાનું નથી. થોડી વાર પછી માથું પોતાની મેળેજ બહાર આવી જશે.

વખત—માથું તો કમળની અંદર હોય ત્યારે બાળક હાંફે છે કે નહિ, તે શા ઉપરથી જાણી શકાય ?

લક્ષ્મી—કેમ ! જો એમ માલમ પડે કે નાડીના ધમકારા ધીમે ધીમે ઓછા થતા જાય છે, અને બાળક રહી રહીને ફરકે છે, તો જાણવું કે બાળક હાંફે છે.

વખત—હા, એ બહુજ સારી યુક્તિ ખરી. ઠીક, પણ આવાં લક્ષણ જોવામાં આવે તો તે વખતે શું કરવું ?

લક્ષ્મી—જો એમ હોય તો પછી વાર ન લગાડવી, તે વખતે હાથ ઘાલીને બાળકનું માથુ બહાર કાઢવુ, નહિ તો બાળક મારું જ જાય.

વખત—હાથ ઘાલીને માથુ શી રીતે બહાર કાઢવું ? બાળકની ગરદન ઉપર ભાર દઇને તાણવાથી માથું બહાર ન આવી જાય !

લક્ષ્મી—એ તો સત્યાનાશની વાત ! એ વાત મનમાં પણ લાવશો નહિ; એમ કરવાથી તો વખતે ગળુ ખેંચાય અને બાળક ન મરવાનુ હોય તોપણ મરી જાય.

વખત—ત્યારે શું કરવું ?

લક્ષ્મી—ડાબા હાથનાં એક કે બે આંગળા બાળકના મોંમાં નાખી ભાર દઇને પ્રસૂતાના પ્રસવના દ્વાર નીચે આમમાથી તાણ દેવી. અને જમણા હાથનાં એક કે બે આંગળાં વડે ડોકને ઉપરથી જરાક ઠેલો દેવો.

વખત—એમ કરવાથી શું થાય ?

લક્ષ્મી—તે કહું છુ. એ પ્રમાણે ન કરતાં માત્ર ખેંચવામા આવે તો માથું બહાર આવે નહિ.

વખત—કેમ ?

લક્ષ્મી—કોઇ ઠેકાણે ભરાએલી વસ્તુ બહાર કાઢવી હોય તો શી રીતે બહાર કાઢીએ ?

વખત—ફેરવી ફેરવીને જોઇએ કે શી રીતે કરવાથી તે વસ્તુ વગર મહેનતે બહાર આવે તેમ છે ! પછી જે રીતે બહાર આવે તેમ હોય તે રીતે બહાર કાઢીએ.

લક્ષ્મી—તો પછી શું? હું પણ અત્યાર લગી એમ જ કહેતી હતી. ડાબા હાથનાં એક અથવા બે આંગળાં બાળકના મોંમાં નાંખી નીચલા જડબા ઉપર ભાર દઈ પ્રસૂતાના પ્રમવના દ્વારમાં સામ સામે તાણ કરવી. અને તેજ વખતે જમણા હાથની એક અથવા બે આંગળીઓ વડે ડોક ઉપર જરાક ઠેલો દેવો માથું એવી રીતે રાખવું કે જમણો હાથ અને ડાબો હાથ બાળકની ડોક ઉપર અને મોંમાં જેમ છે તેમજ રહે. આમ રાખી ખોળાની તરફ જરાક તાણવાથી માથું બહાર આવી જાય. અને બાળકને કે પ્રસૂતાને કશી ઈજા ન થાય.

વખત—હા સમજાય છે તો ખરૂં, પણ તેનું ચિત્ર દોરી બતાવો તો સારૂં.

લક્ષ્મી—આ જુઓ (જુવો ચિત્ર ૮ મું).

વખત—વાહ! આ ચિત્ર જોવાથી તો બહુ સારી રીતે સમજાયું.

લક્ષ્મી—સારી રીતે સમજાય એટલે બસ. બાળકના પગ પહેલા આવે ત્યારે આ રીતે પ્રસવ કરાવવો.

વખત—પ્રસૂતાને પ્રસવ થઇ ગયા પછી શું કરવું?

લક્ષ્મી—કેમ! મોતીને પ્રસવ થયા પછી જે જે કર્યું હતું, તે તે બધું કરવું. એમાં કશી પણ વધઘટ કરવાની નથી.

વખત—ઠીક, પણ જો બાળક હાંફતું માલમ પડે તો શું કરવું?

લક્ષ્મી—કેમ! ભૂલી ગયાં? મોતીને બાણીયો અવતર્યો ત્યારે એ સબધી તો બધી વાત તમને કહેલી છે.

વખત—હા, હા, ખરૂં. હવે મને યાદ આવ્યું, એ કહેવાની જરૂર નથી.

લક્ષ્મી—પગ પહેલા આવે ત્યારે માથું આવતા જો કાંઈક વાર લાગે તો ઘણું કરીને બાળક હાંફે. એ વખતે બાળકને બચાવવાનો

ઉપાય ઠંડું અને ગરમ પાણી છે. ઠંડું પાણી અને ગરમ પાણી જુદા જુદા વાસણમાં ઓરડામાં અગાઉથી જરૂરાજરૂર રાખી મુકવું.

વખત—ઠીક. ઠંડું અને ગરમ પાણી જુદા જુદા વાસણમાં બધી સુવાવડીના ઓરડામાં અગાઉથી રાખવુંજ જાઇએ કે ?

લક્ષ્મી—હા. બધીના ઓરડામાં રાખવુંજ જોઇએ. આ વાત તમારે બહુ જ ધ્યાનમાં રાખવી. કારણ કે આગળ પગ આવે તો બાળક ઘણું કરીને હરિજ. લોકોમાં કહેવત છે કે "ચેતતો નર સદા સુખી."

વખત—હવે તે કાંઇ એ ભુલું ? એ તો બરાબર ધ્યાનમાં રાખીશ. તમે શીખવો એમાં કાંઇ બાકી રાખું ખરી કે? બાળકના પગ પહેલા આવે ત્યારે શી રીતે પ્રસવ થાય તે તો સારી રીતે જાણ્યું. પણ નિતંબ[1] કે ઢીંચણ પહેલા આવે તો શું કરવું ?

લક્ષ્મી—કેમ! પગ પહેલા આવે કે નિતંબ પહેલા આવે કે ઢીંચણ પહેલા આવે, એ ત્રણેમાં પ્રસૂતાને પ્રસવ કરાવવાની એકજ રીત છે. એ વાત તો મેં આગળ પણ તમને કહેલી છે.

વખત—ત્રણેની રીત એકજ છે, એમ તો તમે મને કહેલું હતું. પણ એમ શી રીતે થાય? તે મારાથી સમજાતું નથી.

લક્ષ્મી—કારણ?

વખત—બાળકના પગ પહેલા આવે તો પગની પીંડીઓ, ઢીંચણ, સાથળ, નિતંબ, પેટ, છાતી, ગળું અને માથું એ બધું એકે એકે સહેજ બહાર આવી જાય. પણ પહેલાં નિતંબ કે ઢીંચણ આવે તો બાળકના પગ શી રીતે બહાર આવે ? અને પગ જ્યાં સુધી બહાર ન આવે ત્યાં સુધી, છાતી પેટ વગેરે શી રીતે બહાર આવી શકે ?

લક્ષ્મી—હા. એ વાત ખરી. નિતંબ કે ઢીંચણ પહેલા આવે તો પ્રસૂતાને પ્રસવ કરાવવાનો ઉપાય પ્રથમનાથી જરાક જુદો છે ખરો.

---

૧ નિતંબ એટલે કુલા-ઢગરું.

વખત—તે ઉપાયમા શો ફેર છે, તે જાણવા માટેજ હુ તમને વારેવારે પૂછુ છુ ?

લક્ષ્મી—ઠીક ત્યારે સાભળો, કહુ છુ નિતબ કે ઢીચણ પહેલા આવે ત્યારે પગ શી રીતે બહાર કાઢવા એ વાત મનમા લાવીને શી કર કરવાની નથી કેટલીક વાર વેણો આ યા પછી બંને પગ પોતાની મેળેજ સ હેજ થઇને બહાર આવી જાય એટલે કામ ઘણું સહેલુ થઇ જાય છે

વખત—ઠીક, ત્યારે તો ઢીચણ કે નિતબ પહેલો આવે તો પગ બહાર કાઢવાને માટે દાઇયણને કાઇ પણ કરવુ પડતુજ નથી

લક્ષ્મી—ના, કાઇજ કરવુ પડતુ નથી પગ પોતાની મેળેજ બહાર આવે છે

વખત—ત્યારે તો પગ, નિતબ કે ઢીચણ એ ત્રણમાથી ગમે તે પહેલે આવે તો પણ પ્રસૂતાને પ્રસવ કરાવવાનો ઉપાય એકજ છે, એમજ ટુકામા કહોને !

લક્ષ્મી—એકજ ઉપાય છે અને એજ વાત મે તમને આગળ પણ ચોખે ચોખી કહેલી છે ઠીક, હવે સાભળો. નિતબ પહેલા આવે ત્યારે ધડ આવતા કાઇક વાર લાગે છે પણ માથુ તો તરત બહાર આવી જાય છે

વખત—ઠીક, માથુ તરત બહાર આવે તો સારુ ના ?

લક્ષ્મી—હા ઘણુ જ સારુ માથુ તરત આવે છે તેથી નિતબ પહેલા આવે તો છોકરૂ મરી જવાની બીક ઘણીજ ઓછી રહે છે

વખત—ત્યારે ઢીચણ કે પગ પહેલા આવે તો શુ કાઇ બીક છે ?

લક્ષ્મી—હા પહેલા નિતબ આવે તેના કરતા પહેલા ઢીચણ કે પગ આવે તેમા કાઇક શકા તો ખરીજ

વખત—કારણ?

લક્ષ્મી—ઢીચણુ કે પગ પહેલા આવે તો બાળકની ગરદન અને માથું આવતાં ઘણું કરીને વાર લાગે છે. તેથી જ કહું છું કે ઢીચણુ કે પગ પહેલા આવે તો બાળક બહુ દુઃખી થાય છે અને વખતે મરી પણ જાય છે. નિતબ પહેલાં આવે તો ત્રણમાંથી એક બાળક માર્યું જાય છે અને ઢીચણુ કે પગ પહેલા આવે તો બેમાંથી એક બાળક માર્યું જાય છે, એમ ડાકટરોના દફતરે તપાસતાં માલમ પડે છે અને તેથી એ વાત નક્કી થાય છે.

વખત—મસાનાથની પાટીજ તો! ત્યારે તો પહેલા નિતબ આવે એ બહુજ સારૂ, બાઈ!

લક્ષ્મી—તે તો સાઃજ છે ના!

વખત—આહા! ભગવાન કરે ને મવળી પ્રસૂતાઓના બાળકના માથા પહેલાં આવે! અને જે બાળકનાં માથાં પહેલા ન આવે તેના નિતબ પહેલા આવે તો બહુ જ સારૂં થાય! બેન!

લક્ષ્મી—હા એમ થાય તો તો ઘણુ જ સારૂ. અને ઘણે ભાગે થાય છે પણ એમજ. નિતબ પહેલા આવીને જેટલા બાળક જન્મે છે તેની સાથે સરખાવતા ઢીચણુ કે પગ પહેલા આવીને ઘણાંજ થોડા બાળકો જન્મે છે. પણ હવે તો તમે બાળકના નિતંબ, ઢીચણુ કે પગ પહેલા આવે તો પ્રસૂતાને શી રીતે પ્રસવ કરાવવો તે તો સારી રીતે શીખી ગયાં કે નહિ?

વખત—હા. એ તો મને સારી રીતે આવડી ગયુ.

## પ્રકરણ ૨ જું.

### બાળકનો હાથ પહેલો આવે ત્યારે શું કરવું ?

વખત—કેમ બેન! આજ શા સમાચાર છે?

લક્ષ્મી—નઠારા સમાચાર નથી.

વખત—આવ્યાં છો તો જમી જુઠીને ના!

લક્ષ્મી—અત્યાર લગી જમી ન હોઉં, એમ તમને લાગે છે?

વખત—મને તો લાગે છે કે જમીનેજ આવ્યાં હશો.

લક્ષ્મી—તમારે હમણાં નવરાશ છે?

વખત—કેમ બેન?

લક્ષ્મી—બટુજીને ઘેર જરા મારી સાથે આવી શકશો?

વખત—બટુજીને ઘેર શા માટે?

લક્ષ્મી—તેની નાની વહુને પ્રસવ કરાવવા જવું છે.

વખત—નાની વહુને કેટલીક વારથી વેણો આવવા માંડી છે?

લક્ષ્મી—ઘણી વાર નથી થઇ. હમણાંજ તેનું માણસ આવીને મને કહી ગયું.

વખત—પ્રસૂતાને તમે જોઇ આવ્યાં કે નહિં?

લક્ષ્મી—હા. તેને જોયા પછીજ અહિં આવી છું પ્રસૂતાનાં લક્ષણ બહુ સારાં દેખાતાં નથી.

વખત—કેમ, શું જણાય છે?

લક્ષ્મી—તેના બાળકનો હાથ પહેલો આવવાનો છે.

વખત—સત્યાનાશની વાત એ તો! પહેલો હાથ આવે એ તો કાંઇ જેવી તેવી વાત ન કહેવાય! ઘણુંજ જોખમ ગણાય.

લક્ષ્મી—હા. ઘણુંજ જોખમ છે. એમાં શક નથી.

વખત—મને શીખવવા માટે મારે લઇ જશો ના ?

લક્ષ્મી—પ્રસુતાને એકલી મૂકીને, ત્યારે હું શું કરવા તમારી પાસે આવી હઇશ ? મારો ધંધો તમને શીખવવો છે, માટે તમને તેડવા સારૂજ આવી છું. હવે વાર ન લગાડો. ચાલો, મારી સાથે ઉતાવળથી ચાલો.

વખત—ચાલો, ત્યારે. ( ભટકીને ઘેર પોહોંચીને બને પ્રસૂતાના ઓરડામાં પેશીને ) જોઉં ! બાળકનો હાથ પહેલો શી રીતે આવે છે? ( તપાસ કરી જોઇને ) અરે મા ! એમજ છે ! ( લક્ષ્મી તરફ જોઇને ) અરે બેન ! હવે શું થશે ?

લક્ષ્મી—તમે ડરી જાઓ નહિ. હમણા હું પ્રસૂતિને પ્રસવ કરાવી દઇશ.

વખત—અરે બેન ! તમે દયા કરો તોજ આ પ્રસૂતા તો બચે. આ વહુ બહુજ સારી છે. એના જેવી બીજી મારી વહુ કોઇ મે જોઇ, નથી. ઠીક, પણ પહેલો હાથ આવવાનુ કારણ હશે કે નહિ ?

લક્ષ્મી—દરેક કાર્યનું કારણ તો હોયજ.

વખત—ત્યારે આનું કારણ શું ?

લક્ષ્મી—હાથ પહેલા આવવાનું તમે કારણ પૂછો છો ? એવી વાત પણ તમે ભૂલી ગયાં ? કાંઇક સંભારો. પહેલાં હાથ અને પગ આવવાનાં કારણો તમને મેં કહી બતાવ્યાં નથી ?

વખત—હા. હા. કહેલાં છે ખરાં. કાંઇક કાંઇક યાદ આવે છે ખરાં.

લક્ષ્મી—કાંઇક કાંઇક યાદ આવવાનું અહિં કામ નથી. બધાં ધ્યાનમાં હોવાં જોઇએ. બધાં એક વાર ફરીને સારી રીતે કહું છું. તે ધ્યાન દઇ સાંભળો.

વખત—ત્યારે કહો, હું બહુજ ધ્યાન દઇને સાંભળીશ. પણ આથી તમે એમ ધારશો નહિ કે તમે મને જે જે શીખવ્યું છે તે હું ભૂલી ગઇ છું. તમે મને જે જે શીખવ્યું છે, તે બધું એક ચોપડીમાં મેં લખી રાખ્યું છે.

લક્ષ્મી—ખરૂ કહો છો ? બધુંજ લખી રાખ્યું છે ? કોઇ પણ વિષય શીખવો હોય ત્યારે સૌએ તમારી પેઠે ધ્યાન રાખીનેજ શીખવો જોઇએ. ત્યારે હવે સાંભળો.

(૧) પેટમાં બાળક મરી ગયું હોય તો ઘણું કરીને તેનો હાથજ પહેલો આવે છે.

(૨) ગર્ભાવસ્થામાં કોઈ પણ કારણથી કમળ જો ત્રાંસું થઇ જાય તો બાળકનો હાથ ઘણે કરીને પહેલો આવે છે.

વખત—કમળ ત્રાંસું થઇ જાય એટલે કેવી રીતે થઈ જાય ? તે મને જરા સમજાવશો ?

લક્ષ્મી—ગર્ભાવસ્થામાં પ્રસુતા પડી જાય કે બીજી કોઇ રીતે જો તેના પેટ ઉપર આઘાત એટલે માર લાગે તો કમળ પોતાને રહેવાની જગ્યાએ ન રહેતાં ફરી જાય અને એક પડખે થઇ જાય.

વખત—ત્યારે ગર્ભાવસ્થામાં કોઇ પ્રકારનો આઘાત થાય તે તો ઘણું બીકવાળું કહેવાય.

લક્ષ્મી—હા. ઘણુંજ બીકવાળું છે. ત્યાર પછી સાંભળો. નિતંબમાં ત્રણ હાડકાં હોય છે, તે તમે જાણો છો ?

વખત—ત્રણ કયાં વળી ?

લક્ષ્મી—કેમ ? બરડાની કરોડના છેલ્લા ભાગનું એક હાડકું વચમાં અને બે પડખે બે.

વખત—( લક્ષ્મીએ હાથ લગાડીને બતાવ્યા પછી ) ખરૂં. ત્રણ હાડકાં છે ખરાં.

લક્ષ્મી—એ ત્રણ હાડકા એવી રીતે જોડાયેલા છે કે તેથી એક સારી ખોળ તૈયાર થઇ છે એ ખોળમા કમળ રહે છે (૩) આ ખોળનુ ઉપરનુ મો સાકડુ હોય તો બાળકનો હાથ પણ કરીને પહેલો આવે (૪) બહુ વેણો આવવાથી કમળને પાણીની કોથળી મારફતે બાળક ઉપર બહુજ ભાર હેતા પણ ઘણુ કરીને બાળકનો હાથ પહેલો આવે (૫) જો બે બાળક પેટમા હોય તો ઘણુ કરીને એમનુ માથુ પહેલુ આવે અને બીજાનો હાથ પહેલો આવ, કોઇ કોઈ વાર તો બન્ને બાળકના હાથ પહેલા આવે (૬) પેટમાનુ બાળક ઘણુજ ફરકતુ હોય તો પણ ઘણુ કરીને તેનો હાથ પહેલો આવે. બાળકનો હાથ પહેલો આવવાના આ મુખ્ય કારણો છે તે જાણી રાખવા

વખત—બાળકનો હાથ પહેલો આવવાના કારણ તો એ એક બધાએ જાણી લીધા હવે નાની વહુને પ્રસવ કરાવી દેખાડો જોઉ!

લક્ષ્મી—તમે ગભરાઓ મા હમણા પ્રસવ કરાવી દઇશ તમે જેમ બેઠા જુઓ બાળકનો હાથ પહેલો આવવાનો હોય ત્યારે સહુથી મુખ્ય કામ એ છે કે પરપોટો કે ઠળીયો ફુટવા ન દેવો

વખત—પરપોટો કે ઠળીયો ન ફુટે, તે માટે દાઇયોએ શુ કરવુ? તે તો પહેલુ કહો.

લક્ષ્મી—તે કહુ છુ સાભળો પ્રસૂતાને છાનીમાની સુવાડી રાખવી ઉઠવા કે હરવા ફરવા દેવી નહિ તપાસ કરી જોવા હાથ નાખવાની જરૂર હોય તો બહુજ ધીમેથી હાથ નાખવો આગળીના નખ બખ લાગીને પરપોટો ફુટી ન જાય, તેની ખુબ સભાળ રાખવી અને પ્રસૂતાને કોઇ પણ કારણસર જરા પણ કરાજવા દેવી નહિ ઝાડો, પેશાબ કરતા પણ કરાજવાની ના પાડવી આટલી સભાળ રાખવામા આવે તો પરપોટો ફુટતો નથી

વખત—ત્યારે એક તો મોટી બીક ગઇ. નાની વહુને હજી લગી તો પરપોટો ફુટ્યો નથી.

લક્ષ્મી—પરપોટો હજી ફુટ્યોએ નથી. અને હમણાં તરતમાં ફુટવા દેવાએ નથી.

વખત—ત્યારે પ્રસુતા પ્રસવ શી રીતે કરશે? પોતાની મેળે પ્રસવ કરશે કે તમારે પ્રસવ કરાવવો પડશે?

લક્ષ્મી—કેમ, ભૂલી ગયાં કે? તમને હુ આગળ કહી ગઇ છું કે બાળકનો હાથ પહેલો આવે ત્યારે જો બાળક પોતાની મેળેજ ફરી ન જાય, અથવા દાઇયણુ બાળકને ફેરવી ન દે તો, પ્રસુતા પ્રસવ કરી શકેજ નહિ. પ્રસૂતા મારી જાય. બાળક પોતાની મેળે ફરી જાય એ તો મોટા ભાગ્યની વાત સમજવી. ઘણું કરીને તો બાળક પોતાની મેળે ફરેજ નહિ.

વખત—ત્યારે તો પોતાની મેળે પ્રસવ કરવાની વાત તો માંડીજ વાળવી.

લક્ષ્મી—હા. પણ એ વાત માંડી વાળવાથી શું થયું? બાળકનો હાથ પહેલો આવે ત્યારે બાળકને ફેરવી દેવામાં ન આવે તો પ્રસુતા પ્રસવ કરી શકેજ નહિ, આ વાત તમારે ચોકસ જાણવી.

વખત—ત્યારે હવે બાળકને ફેરવવું શી રીતે? તે મને સારી રીતે સમજાવો.

લક્ષ્મી—કહી કહીને શું કરવું છે? હમણાં તમને કરીનેજ બતાવી દઉં. નાની વહુને હજી પરપોટો ફુટ્યો નથી, તે તો તમે જાણો છો ના?

વખત—હા. તે તો હું ચોખ્ખું જોઇ પણ શકું છું.

લક્ષ્મી—વળી કમળનુ મોં પણ, સારી રીતે ઉઘડ્યું છે. આ એ

સારી જોગવાઇ છે તેથી ઘણીજ સરળતાથી હું બાળકને ફેરવી દઈશ પ્રસૂતાને પણ કાંઇ દુઃખ નહિ થાય, અને મને (દાઇયણને) કાંઇ. મહેનત પણ નહિ પડે. થોડું [1]ટોપરેલ તેલ મને આપો જોઇ.

વખત—ટોપરેલ તેલને શું કરશો?

લક્ષ્મી—હાથે ચોપડીશ.

વખત—કયે હાથે ચોપડશો?

લક્ષ્મી—જે હાથ કમળમાં નાખવો હશે તે હાથે.

વખત—કમળના મોંમાં કયો હાથ નાંખીને બાળક ફેરવી દેશો?

લક્ષ્મી—એનો કાંઇ નિયમ નથી. જે હાથ કામ કરી શકે તેમ હોય તે હાથ નાંખવો. આ કામને માટે દાઇયણે પોતાના બન્ને હાથ કેળવી રાખવા એ સારૂં છે. ગમે તે હાથ ચાલે, એમાં કાંઇ અડચણ નથી, પણ આટલું સમજી રાખવું કે જે હાથ કમળમાં નાંખીને બાળક ફેરવવા માંડ્યું હોય, તે હાથ કાઢી લઇને બીજો હાથ નાંખવો પડે, એમ કદિ પણ કરવું નહિ. જે હાથે કામ કરવા માંડ્યું તે હાથેજ પૂરૂં કરવું

વખત—કદાચ એક હાથ કાઢીને બીજો નાખવો પડે, તો તેમાં કાંઇ નુકશાન છે?

લક્ષ્મી—નુકશાન જેવું તેવું નથી. પુરેપુરૂં નુકશાન છે.

વખત—શું નુકશાન છે તે કહો.

લક્ષ્મી—પહેલું તો એ કે પ્રસૂતાના પેટમાં હાથ નાંખવો એજ મોટા જોખમની વાત છે. તેમાં વળી એક હાથ નાંખી કાંઇક તોફાન કરે, વળી તે હાથ કાઢી લઇ ગર્ભમાં બીજો હાથ નાંખે, એ તો પ્રસૂતિનું ખૂન કર્યા જેવુંજ છે.

---

૧. ટોપરેલ-નારીએરના ટોપરામાંથી બનેલુ કોપરેલ તેલ.

વખત—ખરી વાત કહો છો આવી હેરાનગતિ બિચારી પ્રસૂતિ શી રીતે સહન કરીશ ?

લક્ષ્મી—જે હાથ કમળમાં નાખ્યો હોય તે હાથવડેજ બાળક ફેરવી દેવું જોઇએ હાથ બદલાવવા નહિ આ વાત મારી પેઠે ધ્યાનમાં રાખીને જે હાથ આ કામ માટે સારી પેઠે કેળવી રાખ્યો હોય તે હાથથીજ આ કામ શરૂ કરવું પછી તે હાથ ડાબો હોય તેની અડચણ નથી બેમાંનો ગમે તે હાથ હશે તે ચાલશે

વખત—હીક એ વાત હું મારી પેઠે સમજી તમે કયે હાથે બાળક ફેરવશો ?

લક્ષ્મી—મે મારા બન્ને હાથ આ કામને માટે એક સરખા કેળવ્યા છે હું જમણે હાથે બાળક ફેરવીશ

વખત—બાળકને ફેરવ્યા પહેલા તમે તેને શી રીતે ફેરવશો તે પહેલા તો મને બરાબર કહો

લક્ષ્મી—તે કહું છું સાભળો જે હાથ સારી પેઠે કેળવાએલો હોય અને તેની જે હાથ કમળમા નાખવો હોય તે હાથની પીઠ પોચાના ઉપરના ભાગ સુધી સારી પેઠે ટોપરેલ ચોપડવુ ત્યાર પછી જ સૂતાનો પરોણો તૂટો નથી અને કમળનુ મો સારી પેઠે ઉઘડેલુ હોય તો હાથના પાંચ આગળા એક કરીને બહુજ ધીમે ધીમે કમળમા તે હાથ ફેરવી દેવો ત્યારપછી પાણીની થેલી અને કમળનુ શરીર એ બેની વચમા એવી રીતે સેરવી દેવા કે હાથનુ તળીઉં બાળકના પેટની તરફ રહે

વખત—બાળક તો પાણીની કોથળીમા હોય ત્યારે તેનુ પેટ કઇ તરફ છે એ શુ કરીને જાણી શકાય ?

લક્ષ્મી—તે પણ જાણી શકાય છે જ્યાર વેગ આવે ત્યાર પાણીની કોથળીની ચામડી તંગ થયેલી હોય તેથી તે વખતે તો કાંઈ

સારી રીતે જાણી શકાય નહિ. પણ વેણ બંધ થઈ ગયા પછી પાણીની કોથળીની ચામડી ઢીલી થઇ જાય, તે વખતે હાથ નાંખી બહુ સાવધાન થઈ જોવાથી, બાળકનું પેટ અને પીઠ કઇ તરફ છે, તે સારી રીતે જાણી શકાય. હાથ નાંખી જોવાથી પીઠની દાંડી માલમ પડે અને પેટે નાળ માલમ પડે. થેલીમાં બાળક હોવા છતાં તેનું પેટ કઈ તરફ છે, અને પીઠ કઇ તરફ છે, તે જાણવું શું અઘરૂં છે!

વખત—ના, તમે આટલું સમજાવ્યા પછી હવે એ અઘરૂં જણાતું નથી. એ જાણવાને આવી સાદી યુક્તિ હશે તેની મને શી ખબર પડે! ઠીક, હવે પાણીની થેલી અને કમળનું શરીર એ બેની વચમાં હાથ સેરવી દીધા પછી શું કરવું?

લક્ષ્મી—નખ મારીને પાણીની કોથળી ફોડી નાંખવી।

વખત—પાણીની કોથળીને ફોડી નાંખીએ તો તો પાણી બહાર આવતું રહે।

લક્ષ્મી—ના, પાણી બહાર ન આવે. કમળમાં દાઇયણનો હાથ હોય, તેથી મોં આગળ એક રીતનો અટકાવ થાય કે નહિં? એ અટકાવથી પાણી બહાર ન આવે. કોથળી ફોડવા છતાં પાણી કેમ બહાર ન આવે તે તો સમજી શક્યાં ના?

વખત—હા, હવે તે સારી રીતે સમજી છું. પછી શું કરવું તે કહો.

લક્ષ્મી—ત્યાર પછી કોથળીમાં હાથ નાંખીને બાળકનો પગ ઝાલવો.

વખત—એક પગ ઝાલવો કે બન્ને પગ ઝાલવા?

લક્ષ્મી-એક પગ ઝાલે તો પણ ચાલે, અને બન્ને પગ ઝાલે તો પણ ચાલે.

વખત—ઠીક. માત્ર પગ ઝાલી રાખવાથીજ ચાલે, કે ઝાલીને તાણવો બાણવો ખરો?

લક્ષ્મી—પગ ઝાલતી વખતે જો વેણ આવતી હોય, તો માત્ર પગ ઝાલી રાખવાથીજ કામ થઇ જાય. મતલબ કે કમળનાં દબાણથી માથું કે ગરદન ઉપર જાય, અને પગ નીચે આવી જાય.

વખત—ઠીક. માત્ર ઝાલી રાખવાથીજ કમળનાં દબાણથી જો બાળકનુ માથુ અને ગરદન ઉપરની તરફ અને પગ નીચેની તરફ ન આવી જાય તો શું કરવું?

લક્ષ્મી—જો એમ થાય તો જ્યાં સુધી વેણ આવે ત્યાં સુધી બાળકનો પગ ઝાલીજ રાખવો. વેણ બંધ થયા પછી પગને ધીમે ધીમે નમાવીને નીચેની તરફ લાવવો. કોથળીમાં પાણી હોવાથી વગર મહેનતે ઝટ લઇને આમ કરી શકાય. કમળનાં મોંઆંથી પગ બહાર નીકળે, એટલે દાઇપણે અટકી જવું. કમળના મોંમાંથી પગ બહાર આવે કે બાળકનો પહેલો પગ આવવાથી જે રીતે પ્રસવ કરાવાય છે, તેજ રીતે પ્રસવ કરાવાય. પછી તેમાં કશી અડચણ ન આવે. અને કાંઇ ગભરાવું કે મુઝાવું પણ પડે નહિં. આ બધું સૂમજ્યાં?

વખત—હા. તમે એવી રીતે કહેલુ છે કે તે સારી રીતે સમજીજ જવાય.

લક્ષ્મી—આ પહેલાં મેં તમને કહેલું છે કે બાળક ફેરવતી વખત એક પગ પકડવાથી પણ ચાલે, અને બંને પગ ઝાલવાથી પણ ચાલે; પણ એમાં એક વાત તમને કહેવાની છે.

વખત—શી વાત કહેવાની છે? જે કહેવું હોય તે સારી રીતે ચોખે ચોખું કહો. પ્રસતાને પ્રસવ કરવાના સંબંધની કોઈ પણ બાબતમાં 'પણ' રાખો„માં.

લક્ષ્મી—કહું. સાંભળો, કાઇ પણ બાકી કે અધુરૂં નહિં રાખું. બાળક જીવે એવી આશાએ ન હોય અને ભરોસો પણ ન હોય, અને

જો માત્ર પ્રસૂતાને બચાવવા માટે જ દાઇપણ મહેનત કરતી હોય તો બને પગ એક સાથે ઝાલી ધીમે ધીમે નમાવીને નીચેની તરફ લાવવા. જ્યારે વેણ આવે ત્યારે પણ ધીમે ધીમે પગ ઝાલીને ખેંચવાનો મારો પ્રયત્ન કરવો. આ પ્રમાણે કરવાથી બાળક જલદી બહાર આવી જાય. પણ એમ કરતાંએ બહુ દોડાદોડ કરવી નહિ. દોડદોડ કરવાથી વખતે અવળુંજ થઇ જાય

વખત—શું અવળું થઇ જાય ?

લક્ષ્મી—પ્રસૂતાને બચાવવા સારૂ જો બાળકને તાણીને ઝટ બહાર કાઢવામાં આવે, તો બાળક બહાર આવનાંની સાથેજ ધક્કો ન ખમાવાથી પ્રસૂતા મરી જાય.

વખત—અરર ! એ તો ઘણું જ નઠારૂં થાય !

લક્ષ્મી—આવી રીતે પ્રસવ કરાવવો એ તો પ્રસૂતાનો બચાવ કરવા માટેજ. પણ જ્યાં પ્રસૂતાની શરીર સ્થીતિ સારી હોય ત્યાં આવી દોડાદોડ કરીને બાળકને મરવા દેવું નહિ.

વખત—ત્યારે એવે વખતે શી રીતે પ્રસવ કરાવવો ?

લક્ષ્મી—બાળકના બે પગ એક સાથે ન ઝાલતાં એક પગ ઝાલવો, અને ધીરે ધીરે તેને નીચે લાવવો.

વખત—એક પગ નમાવીને નીચે લાવવાની મતલબ શી ?

લક્ષ્મી—પહેલા નિતંબ આવવાથી જેમ બાળકનુ કલ્યાણ થાય છે, તેમજ એક પગ નમાવીને નીચે લાવવાથી બાળકનું કલ્યાણ થાય છે.

વખત—શી રીતે ?

લક્ષ્મી—બંને પગ એક સાથે કમળનાં મોંમાંથી બહાર કાઢવાથી નિતંબનુ માપ કાંઇક ઓછું થાય છે, તે તો તમે જાણી શકો છોના !

વખત—હા, તે તો સારી રીતે જાણી શકું છું. બંને નિતંબ એક સાથે હોય તો તે નિતબંનુ માપ ઓછું રહે.

લક્ષ્મી—પણ એક પગ કમળના મોમાથી બહાર આવે અને એક પગ બાળકના પેટ ઉપર જડ થઇ પડ્યો રહે, તો નિતબનુ માપ કાઇક વધારે થાય કારણ કે બને નિતબ એકઠા થતા નથી હવે જુઓ, જેનુ માપ ઓછુ હોય તે કમળના મોમાથી તરત બહાર આવી શકે, અને જેનુ માપ વધારે હોય, તેને કમળના મોમાથી બહાર આવતા કાઇક વાર લાગે

વખત—ઠીક નિતબ બહાર આવતા વાર લાગે તેમા લાભ શો? અને ઝટ આવે તેમા નુકસાન શુ?

લક્ષ્મી—નિતબ તરત બહાર આવે તો, છેવટે માથુ બહાર આવતા વાર લાગે તો ઘણુ કરીને બાળક માર્યું જાય પણ નિતબ બહાર આવતા વાર લાગે તો, માથુ તરતજ બહાર આવી શકે અને તેથી બાળક પણ ઘણે ભાગે સહીસલામતજ રહે

વખત—અરે! ત્યારે તો બાળકના નિતબ બહાર આવવામા વાર લાગવા ન લાગવામા ઘણોજ લાભાલાભ જણાય છે ને શુ?

લક્ષ્મી—તે તો છેજ ના! કારણ કે સભારી જુઓ કે, બાળકના પગ પહેલા બહાર આવે ત્યારે પ્રસૂતા કેવી રીતે પ્રસવ કરે, તે જ્યારે તમને શીખવ્યુ, ત્યારે કહેલુ જ હતુ કે, બાળકના પગ પહેલા આવે, તો ધડ તરત બહાર આવે, પણ માથુ બહાર આવતા વાર લાગે, અને નિતબ પહેલા આવે ત્યારે ધડ બહાર આવતા વાર લાગે, પણ માથુ તરત બહાર આવે

વખત—હા, એ તો કહેલુ હતુ ખરૂ

લક્ષ્મી—બાળકના પગ પહેલા બહાર આવે, અને નિતબ પહેલા બહાર આવે, તેમા ઘણોજ તફાવત છે. પહેલા નિતબ આવે એના બનાવોમા ત્રણ બાળકમા એક મરે, અને પહેલા પગ આવે

તેવાં બનાવોમાં બે બાળકમાં એક મરે. આ વાત સારી પેઠે મનમાં રાખવી.

વખત—હા, આ બધી વાત એકે એકે સારી રીતેમનમાં રાખીશ.

લક્ષ્મી—ત્યારે જુઓ, બાળકનો એક પગ કમળના મોંમાંથી નમાવીને નીચે આણવો અને પ્રસવ કરાવવો તે અને પહેલાં નિતંબ આવે અને પછી પ્રસવ કરાવવો તે બને એકજ છે અને તેથીજ કહું છું કે જ્યાં પ્રસુતાની તબીયત સારી હોય ત્યાં બાળકના બે પગ પકડીને નીચે નમાવીને દોડાદોડ કરીને પ્રસુતાને પ્રસવ કરાવવો નહિ. માત્ર એક પગ પકડીને તેને કમળના મોં આગળ લાવવો. બાળકનો એક પગ ઝાલીને પ્રસવ કરાવવો કે બને પગ ઝાલીને પ્રસવ કરાવવો એ સંબંધમાં હવે તમારે કાંઇ વધારે પૂછવાનુ છે? હવે કેમ કરવું તે સમજી શક્યાં?

વખત—સારી રીતે સમજી ગઇ. હવે તમારે વધારે કહેવું પડશે નહિં. ઠીક, પગ કરતાં જો ઢીંચણ આગળ હોય તો બાળકનો પગ ન નમાવતાં ઢીંચણ નમાવવાથી ચાલે કે નહિં?

લક્ષ્મી—હા. ઢીંચણ નમાવવાથી તો અગવડ થાય, એથી તો કેટલીક અગવડ પડી જાય.

વખત—શી અગવડ થાય?

લક્ષ્મી—એ ઢીંચણ આગળ હોય તો તો એમ કરવુ મારૂ ખરૂં. ઢીંચણ કે પગ એ બેમાથી જે આગળ હોય તેને નમાવીને યોગ્ય જગ્યાએ લાવવા પ્રયત્ન કરવો.

વખત—બાળકના નિતંબ પહેલા બહાર આવે, ત્યારે પ્રસૂતા જે રીતે પ્રસવ કરે, તેજ રીતે ઢીંચણ નમાવવાથી પ્રસવ કરે કે નહિં?

લક્ષ્મી—હા. એજ રીતે પ્રસવ કરે. એ બેમાં કાંઇ પણ તફાવત નથી.

વખત—હવે આગળ કહો.

લક્ષ્મી—બાળકનો એક પગ કે એક ઢીંચણ પકડી તેને નમાવીને પ્રસવ કરાવવો પડે ત્યારે ગમે તે પગ કે ગમે તે ઢીંચણ પકડવાથી ચાલે કે નહિ?

વખત—ગમે તે એટલે?

લક્ષ્મી—કહું. સાંભળો. એમ ધારો કે બાળકનો ડાબો હાથ બહાર આવ્યો હોય તો જમણો પગ કે ઢીંચણ પકડીને નમાવવો જોઇએ. અને જો જમણો હાથ બહાર આવ્યો હોય તો ડાબો પગ કે ડાબો ઢીંચણ પકડીને નમાવી યોગ્ય જગ્યાએ લાવવો જોઇએ.

વખત—કેમ! એ પ્રમાણે કરવાથી શો લાભ?

લક્ષ્મી—એમ કરવાથી બાળક સહેજમા ફરી જાય, એ મોટો લાભ.

વખત—એવો મોટો લાભ છે? ત્યારે તો એમજ કરવું.

લક્ષ્મી—હું એમ કરીનેજ હમેશા બાળક ફેરવું છું.

વખત—આ તો બધુ ઠીક, પણ બાળકનો ડાબો હાથ બહાર આવ્યો છે, એ નક્કી શી રીતે કરવું.

લક્ષ્મી—તે નક્કી કરવાની કાંઈ જરૂર નથી.

વખત—અગાઉ તમે જે કહ્યું, તેમા તો ડાબો જમણો નક્કી કરવાની ઘણી જરૂર છે, ને અત્યારે આમ કેમ કહો છો?

લક્ષ્મી—જેણી તરફનો હાથ પહેલો બહાર આવે, તેની સામી તરફનું ઢીંચણ કે પગ સહેજે ઝાલી શકાય એવો એક બીજો ઉપાય છે, તેથી ડાબો જમણો નક્કી ન કરીએ તો પણ ચાલે. જે હાથ પહેલો બહાર આવ્યો હોય, તે હાથનાં તળીયાંની તરફ તમારો હાથ કમળમાં સેરવી દેવો. એમ કરવાથી તમારો હાથ બાળકની બગલમાં જઇ પડશે. ત્યાર પછી બગલથી બરાબર પગ તરફ હાથ લઇ જવાથી જે હાથ બહાર આવ્યો છે, તે તરફનુ ઢીંચણ કે પગ પકડી શકાય કે નહિં ?

વખત—હા. તે તો પકડીજ શકાય. એ તો ઉઘાડુંજ છે.

લક્ષ્મી—તો પછી બીજું શું જોઇએ ? તે પગ કે ઢીંચણ મુકી દઇને તેની પાસેનો બીજો પગ કે ઢીંચણ પકડી તેને નીચે નમાવી લ્યો, એટલે થયું.

વખત—હા, આ બહુ સારી યુક્તિ.

લક્ષ્મી—બાળક કમળની અંદર હોય ત્યારે તેના હાથ, પગ, નિતંબ, ગરદન એ બધા અવયવો બરાબર શી રીતે ઓળખવા તે તો તમને આગળ સારી રીતે સમજાવી મુક્યુ છે. કેમ એ બધુ તો યાદ છેના?

વખત—હા. એ તો બધુ સારી પેઠે યાદ છે. તે યાદ ન હોય તો ચાલે કેમ ?

લક્ષ્મી—એક બાબતમાં તમને સાવધાન કરવાનું હું ભૂલી ગઇછું.

વખત—કઈ બાબતમાં ?

લક્ષ્મી—આગળ હું તમને કહી ગઇ છું કે બાળક ફેરવવા માટે જ્યારે કમળમાં હાથ નાખવો ત્યારે હાથ એવી રીતે સેરવી દેવો જોઇએ કે હાથનુ તળીઊં બાળકના પેટની તરફ રહે. કેમ યાદ છે કે નહિં !

વખત—હા એ તમે મને કહ્યું હતુ ખરૂં. અને તે મને યાદ પણ છે.

લક્ષ્મી—હાથનું તળીઊં ( હથેળી ) પેટ તરફ રાખીને હાથ સે-

રવવો ખરો પણ બાળકની ડુટી ઉપર કે નાળની બીજી કોઈ પણ જગ્યાએ દબાણ ન થાય, તેની ઘણીજ સભાળ રાખવી નાળ ઉપર દબાણ થાય તો સત્યાનાશ જાય, તે તો તમે જાણો છો ના?

વખત—હા, હા તે તો તમે મને બહુજ સારી રીતે સમજા વેલુ છે બાળકના નાળમાજ તેનો પ્રાણ હોય છે તે નાળમા લોહીની આવજા બધ થાય તો બાળક મરીજ જાય

લક્ષ્મી—વળી એક બીજી વાત કહુ તે સાભળો.

વખત—શુ? કહો.

લક્ષ્મી—બાળક ફેરવવા માટે જ્યારે કમળમા હાથ નાખવો હોય, ત્યારે આ વાત બહુજ ધ્યાનમા રાખવી કે જ્યારે વેણ આવતી હોય ત્યારે હાથ સેરવવો નહિ વેણ આવતી હોય ત્યારે કમળમા હાથ ના ખવો નહિ અને કમળમા હાથ નાખ્યા પછી જો વેણ આવવા માડે તો, જ્યા સુધી વેણ આવ્યા કરે ત્યા સુધી હાથને એજ જગ્યાએ સ્થિર રાખવો, હલાવવો ચુનાવવો નહિ વેણ બધ થયા પછીજ હાથ આગળ સેરવવો કેમ સમજ્યા?

વખત—હા સમજી

લક્ષ્મી—કમળનુ મો સારી પેઠે ઉઘડ્યુ હોય, અને પરપોટો ફુટયો ન હોય તો બાળક શી રીતે ફેરવી આપવુ એ વાત અત્યાર સુધીમા તમને શીખવવામા આવી તે બરાબર ધ્યાનમા રાખજો

વખત—આ સિવાય હવે બીજુ કાઇ શીખવવાનુ છે કે નહિ?

લક્ષ્મી—હા. હજી તો ઘણુ બાકી છે, અને એવુ છે કે તે ન શીખવુ તો ચાલેજ નહિ. કમળનુ મો પુરેપુરૂ ઉઘડ્યુ હોય અને પર પોટો ફુટયો નહોય તો બાળક ફેરવી દેવામા કાઈ મુશ્કેલી પડતી નથી એમ હોય તો નથી પ્રસૂતા કટાતી કે નથી કાઇ બાળકને અડચણ

આવતી કે નથી દાઇયણને કાઇ મહેનત પડતી. પણ આવી અનુકુળતા ઘણુ કરીને તો હોતીજ નથી. પરપોટા ફુટયાને ઘણી વાર થઇ ગઇ હોય, કમળનુ મોં બરાબર ઉઘડયુ ન હોય, પ્રસુતા ઘણી હેરાન થઇ ગઈ હોય, આવી અવસ્થા થઇ ગઇ હોય, ત્યારેજ ઘણે ભાગે તો પ્રસુતાને પ્રસવ કરાવવા સારૂ દાઇયણને બોલાવવામા આવે છે. કેમ! એમજ થાય છે કે નહિ?

વખત—હા, ઘણીવાર તો તમે કહો છો તેમજ થાય છે. બહુ દોડાદોડ થઇ ન પડે ત્યા સુધી તો મારી દાઇયણને બોળવામા આવતી નથી

લક્ષ્મી—ત્યારે પ્રસુતાની જે અવસ્થા ઘણી ખરી વાર જેવામા આવે છે, તેનો ઉપાય તો આગળથીજ જાણી રાખવાની જરૂર છે.

વખત—એકવાર નહિ પણ સાતવાર તે ઉપાય તો જાણી રાખવોજ જોઇએ.

લક્ષ્મી—પરપોટા ફુટયા પછી બાળક ફેરવી દેવુ એ સહેલુ કામ નથી. તેમા પણ જો કમળનુ મો સારી પેઠે ઉઘડયુ નહોય તો તો મુશ્કેલીનો પારજ રહેતો નથી કમળમા હાથ નાખવાનું કામ પણ ઘણુંજ કઠણ થઇ પડે છે.

વખત—ખરૂ બેન! ત્યારે આમ હોય ત્યારે પ્રસુતાને પ્રસવ શી રીતે કરાવાય?

લક્ષ્મી—ગમે તેટલી મુસ્કેલી હોય તો પણ પ્રસુતાને પ્રસવ કરાવી શકાય ખરો જો એમ માલમ પડે કે પરપોટા ફુટી ગયો છે, અને કમળનું મો સારી પેઠે ઉઘડયુ નથી, તો જે હાથથી બાળક ફેરવવુ હોય, તે હાથની પીઠ ઉપર પોચા સુધી સારી રીતે ટોપરેલ તેલ ચોપડવુ. ત્યાર પછી પાચે આગળા એકઠા કરવા, અને ખૂબ ધીમેથી

પોતાનો હાથ પ્રસવનાં દ્વાર વાટે કમળનાં મોં સુધી લઇ જવો. ત્યાં પણ પાંચે આંગળાં એકઠાંજ રાખવાં. ત્યાર પછી બહુજ ધીમેથી કમળનાં મોંમાં આંગળાં આગળ સેરવવાં. છેવટ કમળનુ મોં ઉઘાડુ કરવા સારૂ આગળાં છુટા પાડવાં, અને ધીમે ધીમે પહોળાં કરવાં. આ પ્રમાણે આગળાં પહોળાં કરતાં ધીમે ધીમે જેમ જેમ કમળનુ મોં ઉઘડતું જાય, તેમ તેમ હાથ ધીમે ધીમે કમળનાં મોંમાં સેરવી દેવા મહેનત કરવી. આ પ્રમાણે ચતુરાઇથી આખો હાથ કમળમાં નાંખ્યા પછી, નિયમ પ્રમાણે બાળક ફેરવી દેવું. કેમ, સમજ્યાં કે નહિ? –

વખત—હા, આવી ચોખવટથી સમજાવો તે કેમ નં સમજાય?

લક્ષ્મી—હાથ નાંખીને કમળનુ મોં ઉઘાડું કરી દેવું ખરૂં, પણ દોડાદોડ કરીને કે બળ કરીને આ કામ કરવાનું નથી. ઉતાવળથી કે બળ કરવાથી વખતે કમળનુ મો ફાટી જાય કે તેમાં કાણું પડી જાય. માટે આ વખતે વધારેમાં વધારે સંભાળ રાખવાની જરૂર છે.

વખત—તો તો સત્યાનાશજ જાયના! એમ કરે તેવી દાઇયણ કાંઇ દાયણ કહેવાય?

લક્ષ્મી—જ્યારે હાથ નાંખીને કમળનું મોં ઉઘાડું કરવામાં આવતુ હોય ત્યારે, બીજે હાથે પ્રસૂતાનુ પેટ સારી રીતે પકડી રાખવું. તેથી દાઇયણને પણ ઠીક પડે અને પ્રસૂતાને બહુ દુઃખ પણ ન થાય.

વખત—બહુ સારૂં. પણ પરપોટો પણ ન ફુટ્યો હોય, અને કમળનું મો પણ ન ઉઘડ્યુ હોય, એમ ન બને? અને એમ હોય તો બાળક શી રીતે ફેરવાય?

લક્ષ્મી—એમ પણ થાય. એમ હોય ત્યારે આગળ કહેવામાં આવ્યું છે, તેમ હાથ નાંખીને કમળનું મોં ઉઘાડું કરવું. મોં ઉઘાડું કર્યા પછી કમળમાં હાથ સેરવી દેવો. ત્યાર પછી નખ વડે પાણીની

કોથળી ફોડવી. અને ત્યાર પછી આગળ કહેવાઈ ગયું છે તે પ્રમાણે બાળક ફેરવી નાંખવું.

વખત—હા, હવે તો ઠીક. બધી રીતો જાણવામાં આવી ગઇ.

લક્ષ્મી—બાળક ફેરવવું બહુજ કઠણ પડે, એવા વખતની વાત હજી તમને કહેવામાં આવી નથી.

વખત—ત્યારે એ વાત ક્યારે કહેશો ?

લક્ષ્મી—હવે તેજ કહું છું. સાંભળો. કોઇ પ્રસૂતાને તમે પ્રસવ કરાવવા જાઓ, અને તમને માલમ પડે કે, પરપોટો ઘણીવારથી ફુટી ગયો છે, બાળકનો હાથ કમળનાં મોંમાંથી બહાર આવ્યો છે, અને કમળનાં મોંએ તે હાથ ખૂબ પકડી રાખ્યો છે, તો બાળક ફેરવવાનું કામ ઘણામાં ઘણું કઠણ છે, એમ જાણવું.

વખત—આમ બને તે તો ઘણુંજ નઠારૂં. આ સાંભળતાં તો મારૂં કાળજું ધડકી ઉઠે છે. કમળનું મોં ઉઘાડી શકાય નહિં તો પછી કમળમાં હાથ નાંખીને બાળક ફેરવવાની તો વાતજ શી કરવી ?

લક્ષ્મી—નજ ફેરવાય. શી રીતે ફેરવી દેવાય ? આ બધું સાંભળીને બાળકને ફેરવી દેવાનુ અને પ્રસૂતાને પ્રસવ કરાવવાનું કામ તમને ઘણુંજ કઠણ જણાય છે. પણ તમને એ જેટલું કઠણ જણાય છે, તેટલું કઠણ નથી.

વખત—શું કહો છો ?

લક્ષ્મી—આવે વખતે કમળમાં હાથ નાંખવાનો અસંભવ હોવા છતાં પણ, બાળકને ફેરવી દેવાનો એક સહેલો ઉપાય, પ્રભુની મહેરબાનીથી છે. તે ઉપાય હમણાં હું તમને કહી બતાવીશ.

વખત—એવો સહેલો ઉપાય કયો ?

લક્ષ્મી—તે કહું છું. સાંભળો. બાળકનું માથુ પહેલું આવે ત્યારે

તેના પગ અને ઢીંચણ કમળના મોંથી ઘણે છેટે હોય છે, તેજ પ્રમાણે બાળકનો હાથ પહેલો આવે ત્યારે પણ, પરપોટો ફુટયા પહેલાં તેના પગ અને ઢીચણ કમળના મોંથી ઘણે છેટે હોય છે. તેથી પરપોટો ફુટયા પહેલાં કે પરપોટો ફુટયા પછી તરતજ બાળક ફેરવવું હોય તો, કમળમા હાથ નાખ્યા સિવાય બાળકનો પગ કે ઢીચણ પકડી શકાતો નથી. પણ પરપોટો ફુટયાને ઘણીવાર થઇ ગયા પછી કમળ ઘણું ખાલી થઇ જાય છે, અને બાળકના ઉપર બહુ સંકોચાય છે. તેથી જેમ બાળક આડુ થઇ જાય છે, તેમજ કમળનો આકાર પણ ડાબો જમણો લાંબો એટલે આડો થઇ જાય છે. તેથી બાળકના પગ જરાયુના મોંની બહુજ પાસે આવી જાય છે. કેમ, સમજ્યાં?

વખત—હા. હુ સમજી શકી છું. તમે બોલતાં જાઓ.

લક્ષ્મી—આ પ્રમાણે બાળકના પગ છેક પાસે હોય ત્યારે કમળમાં હાથ નાંખીને તેને ઝાલવાની કાંઇ જરૂર રહેતી નથી. પ્રસવનાં દ્વારમાં હાથ રાખીને કમળનાં મોંમાં એક બે આંગળાં સેરવી દેવાથી પગ પકડીને નીચે નમાવી દેવાથી ચાલે છે.

વખત—હા. તે સમજાયુ. ચતુરાઇને હુશીયારીથી બાળકનો પગ ઝાલીને નીચો નમાવી દેવો. પણ બાળકનો હાથ કમળનાં મોંમાંથી બહાર આવ્યો હોય તેનો શો ઉપાય કરવો? ધક્કો મારીને કમળમાં પાછો હડસેલવો કે કેમ કરવું?

લક્ષ્મી—સત્યાનાશની વાત એ તો! એ તમે બોલ્યાં શું? ધક્કો મારવાથી કાચો હાથ રહે ખરો કે? કાંતો ભાંગી જાય અને કાંતો બાવડેથી ખશી જાય. અને શું ધક્કો મારવાથી હાથ પાછો જાય ખરો કે? બાળકની ગરદન અને માથું ખસે નહિં, ત્યાં સુધી હાથ કમળમાં પાછો જાય ખરો કે? પગ ઝાલી નમાવીને યોગ્ય જગ્યાએ લાવવાથી

ગરદન અને માથાંની સાથે સાથેજ હાથ કમળમાં પોતાની મેળેજ પાછો જાય. કેમ સમજ્યાં કે નહિ ?

વખત—હા, હવે સમજવામાં શું બાકી છે ? બધી વાત તમે મને એકે એકે સમજાવી. કાઇ બાકી રાખ્યું નથી હવે માત્ર એક વાત તમને પૂછુ, તેનો જવાબ આપો એટલે મારા મનનો સંદેહ મટે.

લક્ષ્મી—શી વાત છે ? કહોને બાઈ!

વખત—જેમ બાળકના પહેલા પગ પણ આવે, નિતંબ પણ આવે, અને ઢીંચણ પણ આવે તેમ કોણી અને ગરદન પણ પહેલાં આવે ખરાં કે ?

લક્ષ્મી—હા. એ પણ આવે એમા નવાઇ શી ? હાથ પહેલા આવે ત્યારે જે રીતે પ્રસૂતાને પ્રસવ કરાવીએ છીએ, તેજ રીતે પહેલી ગરદન કે કોણી આવે ત્યારે પણ પ્રસવ કરાવાય.

વખત—બહુ સારૂં. એ પણ પૂછીને જાણી રાખવું જોઇએ.

લક્ષ્મી—બીજી એક વાત પણ આ વખતે તમને ભેળાભેળી કહી દેવાની જરૂર છે.

વખત—શી વાત ?

લક્ષ્મી—બાળકનાં જુદાં જુદાં અંગ પણ એક સાથે બહાર આવે.

વખત—તે વળી શી રીતે ?

લક્ષ્મી—કહુ. સાંભળો. (૧) માથાંની સાથે હાથ કે બાવડું આવે (૨) બને પગ અથવા બને હાથ એક સાથે આવે, (૩) એક પગને એક હાથ એક સાથે આવે. (૪) હાથ પગની સાથે નાળ પણ આવે.

વખત—આ વળી શી ગોટાળાની વાત કરી ?

લક્ષ્મી—એમાં ગોટાળાની વાત શી ? પ્રસૂતાની જે જે અવસ્થાઓ થાય છે, તે બધી જાણી રાખવી જોઇએ કે નહિ ? દાઇયણુ થવું એ કાંઇ સહેલુ કામ છે ? બધુજ જાણી રાખવું જોઇએ.

વખત—હા. એ તો બધુએ જાણી રાખવું જોઇએ. આવું મોટું કામ કાંઈ વગર મહેન તેશીખાય ? ઠીક, પણ આવાં જુદા જુદા અવયવો એક સાથે આવે ત્યારે પ્રસૂતા શી રીતે પ્રસવ કરી શકે ?

લક્ષ્મી—એમ થાય ત્યારે પ્રસતાને પ્રસવ કરાવવાનુ ઘણું કઠણ પડતું નથી. બાળકનાં માથાંની સાથે હાથ કે બાવડું આવે તો ધીમે ધીમે ચતુરાઇથી તે હાથ અથવા બાવડું કમળમાં નીચે ઉતારી દેવું. નીચે ઉતરી જાય એટલે થયું. પછી કાંઈ વમમાણું (મુકેલ્લી) કે ગોટાળો રહે નહિ. બાળકનું માથુ પહેલું આવતાં પ્રસૂતા જે રીતે પ્રસવ કરે, તેજ રીતે પછી આમાં પણ પ્રસવ કરે. પણ જો હાથ કે બાવડું ચતુરાઈ વાપરવા છતાં પણ કમળમાં નીચે ઉતારી નજ શકાય તો હાથ પહેલો આવવાનો છે એમ સમજીને બાળકનો પગ પકડીને અગાઉ કહ્યા પ્રમાણે બાળકને ફેરવી આપવું; મતલબ કે પગ પકડીને નીચે નમાવવાથી પ્રસવનું કામ ઘણું સહેલું થઈ જશે.

વખત—ઘણી સારી વાત. હાથ અને પગ બંને એક સાથે આવે ત્યારે કેમ કરવું ?

લક્ષ્મી—એમ બને ત્યારે પગ પહેલા બહાર આવે તેવો ઉપાય કરવો. કેમ હવે કાંઇ કહેવું સમજાવવું પડશે કે ?

વખત—ના. એ હવે ફરી કહેવાની જરૂર નથી. પહેલો હાથ આવે તેના કરતાં પહેલો પગ આવે તેમા ઘણી અનુકૂળતા છે. પહેલા હાથ આવવામાં જે મોટી બીક અને જોખમ છે, તે તમે મને કહેલું છે. અને તે મને બરાબર યાદ છે. ઠીક. પણ શું કરવાથી પહેલા પગ આવે ?

લક્ષ્મી—કેમ ? પગ પકડીને જરાક તાણવાથી કમળનાં મોંની બહાર આવે એટલે થયું. પગ કમળની બહાર આવશે અને હાથ ક-

મળની અંદર રહેશે. ત્યાર પછી પહેલો પગ આવે ત્યારે પ્રસૂતા જે રીતે પ્રયત્ન કરે છે તેજ રીતે પ્રસવ કરાવવો. પણ પગને બદલે હાથ તણાઈ જાય નહિ, તેની ઘણામાં ઘણી સાવચેતી રાખવી. જો પગને બદલે ભૂલમાં હાથ તણાઇ જાય તો "સુતેલો સિંહ જગાડવા" જેવું થશે. વળી તપાસ કરવા જતાં બાળકનો હાથ કે બાવડું નમી પડે નહિ, તેની પણ સંભાળ રાખવી.

વખત—હાથ પગની સાથે નાળ બહાર આવે તો શું કરવું?

લક્ષ્મી—નાળ ઉંચો કરી દેવો. (ત્રીજા પ્રકરણમાં આ વાત વિસ્તારથી આવશે).

વખત—હવે નાની વહુ બિચારી ક્યારની કષ્ટાય છે, તેને પ્રસવ કરાવી મોં જાઉં!

લક્ષ્મી—એમાં ફીકર શીદ કરો છો? હમણાંજ પ્રસવ કરાવી દઉં છું. (એમ કહી કમળમાં જરાક હાથ નાંખી ધીમે ધીમે બાળકનો પગ પકડીને નમાવ્યો એટલે સહેજમાં બાળક અવતર્યું). જુઓ, મેં જે કહ્યું હતું તે ખરૂં કે નહિં?

વખત—હા, બેન હા. આવી વસમાણમાં પ્રસૂતા આટલી ઉતાવળે પ્રસવ કરશે, એ તો મારી કલ્પનામાં પણ આવ્યું નહોતું. હવે પ્રસૂતાની અને બાળકની કેવી રીતે વ્યવસ્થા કરશો?

લક્ષ્મી—એમાં તમે શું પૂછો છો? મોતીને ભાણીયો અવતર્યો, ત્યારે મોતીની અને ભાણીયાની જેવી વ્યવસ્થા કરી હતી, તેવીજ વ્યવસ્થા આની પણ કરીશ. એમાં કશો ફેરફાર કરવાનો નથી.

વખત—હું પણ એમજ ધારતી હતી. તોપણ પૂછી રાખ્યું મારૂં.



## પ્રકરણ ૩ જું.

### બાળકનો નાળ પહેલાં બહાર આવે તો શું કરવું?

વખત—બાળકનો હાથ કે પગ પહેલા બહાર આવે તો પ્રસૂતાને શી રીતે પ્રસવ કરાવવો, તે તો હુ સારી રીતે શીખી ગઇ. એ વિના પ્રસવના સંબંધમાં બીજી કોઇ મુસ્કેલીઓ આવી પડે છે ખરી કે?

લક્ષ્મી—હા. બીજી મુસ્કેલીઓ પણ આવે છે ખરી.

વખત—બીજી કઇ મુસ્કેલીઓ આવે છે?

લક્ષ્મી—કેટલીએક વાર બાળકનો નાળ પહેલો આવે છે. વળી કોઈ વાર પ્રસૂતાની ઓર પણ પહેલી બહાર આવે છે. આ બંને બનાવો કોઇ કોઇ વાર બને છે ખરા.

વખત—શું કહો છો? ત્યારે તો એ બંનેના ઉપાય પણ જાણી રાખવા જોઇએ.

લક્ષ્મી—હા, જાણી રાખવાજ જોઇએ. સારી દાઇપણુ થવું હોય તો જરૂર બધું જાણી રાખવું જોઇએ. કયે વખતે કઈ જાતની મુસ્કેલી આવશે, તેનો કાંઇ નિયમ નથી. માટે બધી મુસ્કેલીઓ અને તેના ઉપાય અગાઉથીજ જાણી રાખવા જોઇએ.

વખત—બહુ સારૂં. તમે બોલવાનો આરંભ કરો. હવે વાર લગાડો માં. બાળકનો નાળ પહેલો આવે ત્યારે પ્રસૂતાને પ્રસવ કરાવવાનો ઉપાય પહેલાં કહો. ત્યાર પછી ઓર પહેલી આવે ત્યારે શું કરવું, તે કહેજો.

લક્ષ્મી—ઠીક, કહું છું. બરાબર ધ્યાન દઇને સાંભળજો. માથા સિવાય બાળકનુ બીજું કોઇ પણ અંગ (જેમ કે હાથ, પગ) પહેલું બહાર આવે તો, જેમ પ્રસૂતાને મોટી મુસ્કેલી અને બીક છે, તેમ બા-

બાળકનો નાળ પહેલો આવે તો કાંઇ પણ મુશ્કેલી કે બીજું નથી નાળ પહેલો બહાર આવે તો માત્ર બાળકનો જીવ જ મુશ્કેલીમા છે પ્રસૂતાને કાંઇ પણ અડચણ બીક કે મુશ્કેલી નથી

વખત—કેમ ! તેનુ શુ કારણ ?

લક્ષ્મી—કેમ, કેમ વળી ? હુ તમને પહેલાથી જ કહી ગઇ છુ કે નાળમાંજ બાળકનો જીવ હોય છે કોઇ પણ કારણથી જો નાળમા લોહીની આવજા થવામા અડચણ આવે, તો બાળક માર્યું જાય, એમા નવાઇ શી ? વળી બાળકનું માથુ, હાથ કે પગ એમાના કોઇ અગની સાથે નાળ બહાર આવે તો, નાળ દબાય અને તેથી લોહીની આવજામા ઘણી અડચણ થાય તે તો તમે જાણો છો ના ?

વખત—તે તે. સારી રીતે જાણુ છુ

લક્ષ્મી—બાળકના ગમે તે અગની સાથે નાળ બહાર આવે, એ એક જુદો બનાવ છે, પણ નાળ પહેલો બહાર આવે તેમા પ્રસૂતાને કાંઇ પણ પ્રકારનુ દુખ ખમવુ પડતુ નથી માત્ર બાળકનો જીવ જ એવે વખતે પૂરા જોખમમા છે હવે આ વાત બરાબર સમજ્યા ?

વખત—હા, બરાબર સમજી હવે એ વાત ફરી નહિ સમજ વળી પડે હાથ, પગ કે માથાની સાથે ન આવતા એકલો નાળ પણ કોઇ વાર પહેલો બહાર આવે ખરો કે ?

લક્ષ્મી—હા. કોઈ વાર એકલો પણ આવે. એવુ ભાગ્યે જ બને છે એવા બનાવો ઘણાજ થોડા બને છે ગમે તો માથાની સાથે આવે કે પગની સાથે આવે કે હાથની સાથે આવે પણ એકલે જ નાળ તો ક્યારેકજ આવે છે

વખત—બાળકના કયા અંગની સાથે નાળ બહુ વાર બહાર આવે છે

લક્ષ્મી—ઉપર ટપકે જોઇએ તો માથાની સાથે ઘણીવાર

છે. કેમકે બીજા બધા અગ કરતા માથું ઘણીવાર પહેલુ આવે છે. પણ હિસાબ અને સરખામણી કરી જોઇએ તો હાથની સાથે સરખામણી કરતા પહેલો હાથ ઘણી થોડી વાર આવે છે. તેથી જે હિસાબે માથાની સાથે નાળ બહાર આવે છે, તે હિસાબે હાથની સાથે તે ઘણીવાર બહાર આવે છે, એમ કહેવુંજ પડશે.

વખત—આ બધુ તમે શુ કહો છો, તે મને સમજાતુ નથી. બરાબર સમજાવીને કહો તો ઠીક.

લક્ષ્મી—ચાલો, ત્યારે તમે ચોખુ સમજો તેમ કહી બતાવું. તમને મે આગળ કહેલુ છે કે, સો બાળકમાં છન્નુનું માથું પહેલાં બહાર આવે છે. બસે ચોવીસ બાળકમાંથી માત્ર એકનો જ હાથ પહેલો બહાર આવે છે. ત્યારે જુઓ, માથું પહેલું આવવાના બનાવો કેટલા વધારે અને હાથ પહેલો આવવાના બનાવ કેટલા ઓછા ?

વખત—હા, આટલી વાત તો બરાબર સમજાણી.

લક્ષ્મી—પહેલો હાથ આવવાના બનાવોજ આટલા બધા થોડા બને છે. પણ બાળકનાં બીજા અગ કરતાં હાથની સાથેજ નાળ ઘણી વાર બહાર આવે છે. તેથી પહેલાં હાથ બહુ ઓછા આવે છે, એમ કહેવાય, અને એકદરે હાથની સાથે નાળ ઘણી થોડી વાર આવે છે, એમજ કહેવું જોઇએ. હવે બરાબર સમજ્યાં ?

વખત—હા, હવે તો બરાબર સમજાયુ. એ તો ઠીક, પણ નાળ પહેલો બહાર આવવાનુ કાંઈ કારણ હશે ખરૂ કે ?

લક્ષ્મી—કારણ તો હોયજ, કારણ વિના કાઇ કાર્ય બને ?

વખત—ત્યારે કારણ શું છે ? તે કહોને, બેન !

લક્ષ્મી—કહુ છુ. સાંભળો. માથાં સિવાય બાળકનુ કોઇ પણ અગ પહેલું આવે તો તેની સાથે નાળ બહાર આવી શકે, અને આવે છે પણ ખરો.

વખત—કેમ ?

લક્ષ્મી—પહેલાં માથું આવે ત્યારે કમળનું મોં જેમ બધી તરફથી એકદમ બંધ થઇ જાય છે, તેમ બીજું કોઇ પણ અંગ પહેલું આવે તો કમળનું મોં એકદમ બંધ થઇ જતું નથી; આમપાસ ઉઘાડું રહે છે. આ પ્રમાણે ઉઘાડા રહેલા કમળના મોંના ભાગમાંથી નાળ બહાર આવે. તેથીજ બાળકનુ બાવડું, હાથ, પગ કે નિતંબ પહેલા આવે ત્યારે ઘણું કરીને તેની સાથે નાળ બહાર આવે છે. પણ માથું પહેલું આવે ત્યારે કમળનું આખું મોં એકદમ બંધ થઈ જાય છે, તેથી નાળને બહાર આવવાની ઉઘાડી જગ્યાજ હોતી નથી. અને તેથી નાળ બહાર આવી શકતો નથી.

વખત—બહુ સારૂં, ટુંકામાં એમ જ કહોને કે માથાની સાથે નાળ કોઇક વખતજ બહાર આવે. પણ આવે ખરો.

લક્ષ્મી—એ તો મેં તમને પહેલેથી જ કહેલું જ છે.

વખત—ત્યારે વળી એમ કેમ કહેતાં હતાં કે માથું પહેલું આવે તો તેની સાથે નાળ આવીજ ન શકે ?

લક્ષ્મી—એમ કહેવાનું કારણ હતું. હમણાં તમને બધું ચોખ્ખું કરીને શીખવવાનું છે. કેવા કેવા પ્રસંગો આવે ત્યારે માથું પહેલાં આવે તો પણ તેની સાથે નાળ બહાર આવી શકે, તે એકે એકે ગણાવું છું. તે ધ્યાન રાખીને સાંભળો. (૧) પુરે મહિને બાળકનું માથુ હોવું જોઇએ તેના કરતાં નાનું હોય તો માથાની સાથે નાળ આવી શકે. (૨) નાળ જોઇએ તે કરતાં વધારે લાંબો હોય તો પણ માથાની સાથે આવી શકે. (૩) માથું અને હાથ એ બન્ને સાથે આવે તો નાળ માથાની સાથે બહાર આવી શકે. (૪) પાણીની થેલીમાં જો ઘણું વધારે પાણી હોય અને પરપોટો એકદમ જોરથી ફુટી જાય તો મા-

થાની સાથે નાળ બહાર આવી શકે. પ્રસૂતાના બસ્તી (પેડુ)ના હાડકાનું માપ સ્વાભાવિક માપ કરતાં મોટું હોય તો માથાની સાથે નાળ બહાર આવી શકે. (૬) આ ઉપરાંત પ્રસૂતાના પેટમાં બે બાળક હોય તો કોઈ કોઇ વાર અને વિશેષે કરીને બીજું બાળક આવવાની વખતે નાળ બહાર આવે (૭) ઓર કમળમા સ્વાભાવિક રીતે જે જગ્યાએ રહે છે, તે જગ્યાએ નહોતાં ત્યાંથી આઘી પાછી થઇ હોય તોપણ નાળ પહેલો બહાર આવવાનો સંભવ છે. (૮) ઓર બરાબર પોતાને રહેવાની જગ્યાએ રહેલી હોય પણ નાળ જો બરાબર ઓરની વચમાં ન હોતાં આસપાસ રહેલો હોય તોપણ નાળ પહેલો બહાર આવી શકે. હવે બધું બરાબર સમજ્યાં ?

વખત—વાહ ! આ તો તમે બધી નવાઇ જેવી વાતો કરી. હવે મારો બધોજ સંદેહ ટળી ગયો. હવે નાળ પહેલો બહાર આવશે કે નહિ, તે શી રીતે જાણી શકાય ?

લક્ષ્મી—એ જાણવું બહુ અઘરૂં નથી. કોઇ કોઇ વાર તો નાળ પ્રસવના દ્વારમાં આવીને ઝુલતો દેખાય છે. એમ જ્યારે નાળ ઝુલતો જોવામાં આવે, ત્યારે તો નાળ પહેલો આવ્યો છે એ જાણવામાં કશો પણ શક રહેતોજ નથી.

વખત—એ નાળને જો હાથ અડકાડીએ તો તેના ધબકારા જણાય કે નહિ ?

લક્ષ્મી—સંભળાયજ ? એમાં શી નવાઈ ! પણ બધી વાર એ ધબકારા જણાતા નથી.

વખત—કેમ ? તેનુ શું કારણ ?

લક્ષ્મી—બાળક મરી ગયું હોય તો પછી લોહીની આવજા ન હોય અને લોહીની આવજા ન હોય એટલે તેના પર હાથ રાખવાથી

ધબકારા પણ ન સંભળાય. બાળક મરી જાય ત્યારે તો નાળ ઠંડા બરફ જેવો થઇ જાય. અને હાથ અડકાડીએ તો બરફ જેવોજ જણાય. લોહીની આવજા થતી હોય ત્યારે જેવો કઠણ જણાય, તેવો કઠણ પણ હોય નહિ.

વખત—છેલ્લી જે રીત દેખાડી તે રીતે નાળ હોય તો તેને ઓળખવામાં કાંઈ મુસ્કેલી છે ?

લક્ષ્મી—ના, એમાં મુસ્કેલી નથી. નાળનો આકાર દોરડાં જેવો હોવાથી બાળકનાં બીજાં કોઇ અંગની સાથે એનો ગોટાળો સભવનો જ નથી. વળી તે નજરે જોવાય છે, એટલે તો કાંઇ શક રહેતોજ નથી.

વખત—નાળ નજરે દેખાય ત્યારે તો શક ન રહે, પણ જ્યારે નાળ નજરે દેખાય નહિં, ત્યારે શી રીતે જાણવું ?

લક્ષ્મી—તેમાં પણ કાંઇ મુસ્કેલી નથી. કારણ કે બાળકના કોઇ અંગની સાથે નાળનો ગોટાળો થવા સભવ નથી. જો કદિ પણ ભૂલ થાય તો હાથની મૂઠ અથવા પગનાં આંગળાંની સાથેજ થાય. વખતે પગનાં આંગળાંમાં અથવા હાથની મૂઠમાં દાઇપણનો હાથ અડી જાય, તો તે નાળ છે એવું અનુમાન તે કરી બેસે.

વખત—ત્યારે એ ભૂલ શી રીતે મટે ?

લક્ષ્મી—એમાં કાંઇ મુસ્કેલી નથી. કેમકે નાળને હાથ અડકતાજ તેનો ધબકારો જણાઇ આવવો જોઇએ. તે ઉપરાંત નાળ ઘણો લાંબો હોય છે. વળી પગનાં આંગળાંમાં કે હાથની મૂઠમાં હાથ અડે તો જરાક તેથી દૂર હાથ લગાડવાથી પગનું તળીઉં કે હાથનો પોચો બરાબર જણાઇ આવે છે. આવાં કારણથી તપાસ કરતાં શક મટી જાય છે. હવે સમજ્યાં ?

વખત—હા. એ તો બરાબર સમજાયું.

લક્ષ્મી—માત્ર એક વસ્તુની માથે બાળકના નાળનો ખરેખરો ગોટાળો થઇ શકે છે. અને એ ભૂલ જ્યારે થાય છે ત્યારે ઘણે ભાગે પ્રસૂતા મારીજ જાય છે.

વખત—એવી કઇ ભૂલ છે? પ્રસૂતાને બીવરાવવા માટે તમે એક પ્રકારનો ગોળો તો ફેંકતા નથી ના?

લક્ષ્મી—એ તમે શું બોલ્યાં? એવો ગોળો ફેંકવામાં મને શો લાભ? જે બને છે તે કહ્યા વિના કેમ ચાલે? હું તમને જે જે કહું છું તે બધુ માત્ર પ્રસૂતાના ભલાને માટેજ કહુ છું નહિં તો મારે શા માટે કહેવું જોઇએ! પ્રસૂતા જો ક્યારે પણ વિપત્તિમાં આવી પડે તો તેનો તે વિપત્તિમાંથી છુટકો કરવાનો ઉપાય તમને શીખવી દઉં છું. નહિં તો મારે શા માટે કહેવું પડે? હું જે કહું છુ તેથી પ્રસૂતાએ બીવું શા માટે? ઉલટું એથી તો પ્રસૂતાએ હિંમતવાન થવું જોઇએ, કે ગમે તેવી મુશ્કેલી આવે, તો પણ તેના ઉપાય છે. બધું જાણી રાખવું એમાં કાંઇ ખોટું છે?

વખત—ના. હુ કહું આ ખરેખરૂં કહું છું? મશ્કરીમાં એમ ન કહેવાય?

લક્ષ્મી—તમે મશ્કરીમા કહેતાં હો તો પણ ભલે, પણ ઘણાંએ માણુમ એમ ધારે છે, અને ઘણાને એમ બોલતાં પણ સાંભળીયે છીયે કે, આ બધુ જાણવા માંભળવાથી પ્રસૂતાને મનમાં બીક લાગે છે. આવી વાતો સાંભળવાથી પ્રસૂતાને લાભ નથી થતો, પણ ઉલટું નુકસાનજ થાય છે, એમ કેટલાંક ધારે છે. અને કહેતાં પણ સંભળાય છે.

વખત—અરે, રામ રામ! જે એમ ધારે કે બોલે તે શું માણસ કહેવાય? એવા લોકો તો કાલે ઉઠીને એમ કહેશે કે લખતાં વાંચતાં શીખવવાનું પણ કાંઇ કામ નથી. જ્ઞાન આપવું એમાં જો દોષ

હોય તો આટલી બધી નિશાળો અને પાઠશાળાઓ છે તેની શી જરૂર?

લક્ષ્મી—ગમે તેમ હો. એ બધી વાતની માથે આપણે અત્યારે કાંઇ કામ નથી. આપણે આપણી વાતો ચલાવો.

વખત—ચાલો એવી નકામી વાતમાં આપણું કાંઇ નહિ વળે. તમારે આગળ જે કહેવું હોય તે કહેવા માંડો.

લક્ષ્મી—સાંભળો, કહું છું. જો કોઈ પણ કારણથી કમળનાં શરીરમાં નાનું કે મોટું કાણું પડી જાય, અને તે કાણાંમાંથી પ્રસૂતાનાં પેટમાંનાં આંતરડાંનો થોડો ભાગ પણ કમળમાં આવે, અને બાળકનાં કોઈ પણ અંગની સાથે કમળનાં મોંમાં કે પ્રસવનાં દ્વારમાં આવી જાય તો તે બાળકનો નાળ છે, એવી ભૂલ દાઇયણ જરૂર કરી બેસે. અને એવી ભૂલ થાય ત્યારે તેજ નાળ છે, એમ સમજીને દાઇયણ ધમાધમ કરી મૂકે, તો પછી કેવું મોટું નુકસાન થઈ જાય? એકદમ પ્રસૂતાનું ખૂન કરવા જેવુંજ થઇ જાય.

વખત—કમળનાં શરીરમાં કાણું પડી જાય તો પ્રસૂતા બચે કે નહિં?

લક્ષ્મી—બરાબર ઉપાય થાય તો મુસ્કેલીએ બચે. પણ નવો અવતર આવે. મોતના મોંમાંથી બચે.

વખત—મને પણ એમજ લાગતું હતું, માટે પૂછયું હતું.

લક્ષ્મી—ઘણો આઘાત લાગે તો ઘણું કરીને પ્રસૂતા ન બચે.

વખત—ઠીક. જે ભૂલ થવાની વાત તમે કરી તે ભૂલ મટાડવાનો શો ઉપાય?

લક્ષ્મી—સાંભળો, કહું. કમળમાં કાણું પડે કે કોઇ ઠેકાણે તે ફાટ અને તે કાણાંમાંથી કે ફાટમાંથી આંતરડાંનો થોડો કે ઘણો ભાગ બહાર આવે એ કાંઇ નાની સૂની કે જેવી તેવી વાત નથી.

સ્થિતિ જોઇનેજ એવું થયું હશે કે નહિ, તે વીશે તરતજ શક આવી શકે. જો શક આવે તો પ્રસૂતાની પાસેના માણસોને મોઢેથી આગલી પાછલી સઘળી વાત સાંભળવાથી તે સારી રીતે જાણી શકાય. અને પછી ખૂબ સાવધાન થઇને કામ કરે તો ભૂલ કેમ થાય?

વખત—બહુ સારૂં. ચાલો એ સમજાયું કમળમાં કાણું કે ફાટ પડી હોય તો પ્રસૂતાની કેવી અવસ્થા હોય? તે મને કહી દેખાડો. વળી કમળમાં કાણું પડવાના અને તે ફાટવાના કારણો પણ મને કહી દેખાડો. આવો માઠો બનાવ શાથી બને છે, તે જાણવાની મને બહુ ઇચ્છા છે.

લક્ષ્મી—તે પછી કહીશ* હમણા એ સમજાવવાનો વખત નથી.

વખત—બહુ સારૂં. બાળકનો નાળ પહેલા બહાર આવે તો બાળકને બચાવીને પ્રસૂતાને શી રીતે પ્રસવ કરાવવો?

લક્ષ્મી—તે કહું છું. સાભળો. પ્રસૂતાને પ્રસવ કરાવવાનો ઉપાય કહેતાં પહેલાં બીજી કેટલીક વાત કહેવાની જરૂર છે.

વખત—ભલે ત્યારે જે કહેવું હોય તે કહો

લક્ષ્મી—કોઇ પ્રસૂતાને પ્રસવ કરાવવા જઇએ, અને એમ જોવામાં આવે કે બાળકનો નાળ પહેલો આવ્યો છે, ખૂબ વેણો આવે છે, વળી તે વેણો ઘણી વારથી આવે છે, તો ત્યા બાળકને બચાવવાનું કામ ઘણું અઘરૂં છે, એમ સમજવું.

વખત—એવે વખતે ઘણા વખતને આતરે વેણો આવે તે સારૂં.

લક્ષ્મી—માત્ર વેણો ઘણા વખતને આંતરે આવે એટલુંજ બસ નથી. વેણો આવીને ઘણીવાર રહે, એ પણ સારૂં નથી. (૨) એ ઉપ-

* ત્રીજા ભાગમાં એ બધી વાત વિસ્તારથી લખવાની રા. રઘુનાથની ઇચ્છા હતી પણ તે ભાગ બહાર પડ્યો નથી અને બહાર પડે એવુ લાગતું નથી

રાંત નાળ પહેલાં આવ્યો હોય તો બાળક બચાવવામાં મુસ્કેલી છે, એ વાત પ્રસૂતાનાં સગાં વહાલાને કરી દેવામાં વાર લગાડવી નહિં. આ બધામાં કોઇ પણ વાત છાની રાખવી એ મારૂ નથી. એની વાતો છાની નજ રાખવી જોઇએ. છાની રાખવાથી શો ફાયદો થાય ? વળી સાંભળો, (૩) ગર્ભ જેમ થોડા મહિનાનો હોય તેમ ઓછી મુસ્કેલી સમજવી. કારણ કે બહુ કાચા બાળકનો નાળ ઘણીવાર સુધી દબાણ ખમી શકે છે. બહુ કાચુ છોકરૂ હોય તો તરત હારતુ નથી. (૪) પહેલીવારની પ્રસૂતાના બાળકનો નાળ પહેલો બહાર આવ્યો હોય તો તેને બચાવવાનુ ઘણુ કઠણુ છે. (૫) જે પ્રસૂતાને આગળ કેટલાંક છોકરા થઇ ગયાં હોય, અને જેને ઘણી સરળતાથી તરત પ્રસવ થઈ જતો હોય તેનાં બાળકનો નાળ પહેલો બહાર આવે તો તેમા બહુ ચિંતા કરવા જેવું નથી. (૬) છોકરીનો નાળ પહેલાં બહાર આવે તેનાં કરતાં છોકરાનો નાળ પહેલાં બહાર આવે, તેમા થોડી ફીકર જેવું છે એ જાણી રાખવું. (૭) પ્રસૂતાને બાળકનુ જોડલુ હોય તો પાછળનાં બાળકનો નાળ ઘણું કરીને પહેલા બહાર આવે છે. વળી જોડલામાંનાં બીજા બાળકનો નાળ પહેલો બહાર આવે ત્યારે તેમાં સૌથી ઓછી મુસ્કેલી પડશે એમ જાણવુ, કારણ કે બીજું બાળક ઘણુ કરીને નાનુજ હોય છે. વળી પહેલાં એક બાળક આવી ગયું હોય તેથી જરાયુનું મોં, પ્રસવનુ દ્વાર વગેરે અવયવો સારી રીતે ઉઘડેલા રહે છે.

વખત—આ નિયમો તમે મને કહ્યા, એ બહુજ સારૂં કર્યું. કારણ કે વધારે બીક શેમાં છે, અને શેમાં નથી તે બધું દાઇયેણે જાણી રાખવાની ઘણીજ જરૂર છે. એક બીજી વાત મને પૂછવાની સાભરી આવી છે. તે પૂછી લેવા દો. માથાની સાથે નાળ બહાર આવે તો નાળ ઉપર સૌથી વધારે દબાણ થાય કે નહિં ?

લક્ષ્મી—હા. સૌથી વધારે દબાણુ થાય. બાળકના બીજા બધાં અગ કરતાં માથુ બહુજ મોટું અને કઠણુ છે. અને તેથી વધારેમા વધારે દબાણુ થાય છે.

વખત—ઠીક. પણુ માથાંની સાથે નાળ આવે, ત્યારે શું બાળકની આશા મુકીજ દેવી કે?

લક્ષ્મી—કેમ? ઇશ્વિરની મરજી કેવી છે તે શી રીતે જણાય? બાળકનાં મોમાં એકવાર પવન જઈ શકે તો નાડી ઉપર ગમે તેટલું દબાણુ થાય તો પણુ તે બાળક હાંફે નહિ.

વખત—કેમ ન હાંફે? મારાથી એ સમજાતુ નથી, મને બરાબર સમજાવો.

લક્ષ્મી—બાળક જ્યાં સુધી કમળમાં હોય ત્યાં સુધી નાળમાં લોહીની આવજા થવાની જરૂર છે. આપણું હૃદય જેમ લોહીને ચોખ્ખું કરવાનું યંત્ર છે, તેમજ પ્રસૂતાની ઓર એ બાળકનું લોહી ચોખું કરવાનું યંત્ર છે. આપણુને જેમ શ્વાસ લેવાને વા ન મળે તો હાંફી મરીએ, તેમ લોહીનો આવજા બધં થાય તો બાળક પણુ હાંફી મરે. જ્યાં લગી બાળક કમળમાં રહે ત્યાં લગી આવી ગોઠવણુ છે. બાળકનું મોં બહાર આવ્યા પછી જ્યારે તે હવા લઇ શકે ત્યારે ઓરમાંથી નાળ લગી લોહીની આવજા થવાની ઘણી દરકાર નથી. તેથીજ કહું છું કે માથાંની સાથે નાળ બહાર આવવાથી જો કે નાળ ઉપર બહુ દબાણુ થાય છે તો પણુ થોડીકવાર પછીજ બાળકનું મોં બહાર આવવાથી પવન લઈ શકે એટલે નાળપર દબાણુ છતાં પણુ બીજી કંશી અડચણુ થતી નથી. હવે સમજ્યાં?

વખત—હા. હવે સારી રીતે સમજાયું. બાળકને બચાવીને પ્રસૂતાને પ્રસવ શી રીતે કરાવવો, તે હવે કહો

લક્ષ્મી—નાળ પહેલો બહાર આવે ત્યારે બાળકને બચાવીને પ્રસૂતાને પ્રસવ કરાવવામા દાઇયણને માત્ર એજ કામ કરવાના છે અને તે એજ તેના મોટા કામ છે

વખત—તે બે કામ કયા?

લક્ષ્મી—કહુ સાભળો નાળ ઉપર દમાણ ન થાય એમ કરવુ એ પહેલુ કામ અને કદાચ નાળ ઉપર દમાણ ન થાય તેમ નજર થઇ શકે તેમ હોય તો, પછી એ દબાણને જેમ થોડામા થોડો વખત લાગે, એમ કરવાની મહેનત કરવી એ બીજુ કામ આ બે મુખ્ય કામો ઉપર નજર રાખીને પ્રસૂતાને પ્રસવ કરાવવો પણ બાળકને બચાવતા જતા પ્રસૂતાને કાઇ પણ હરકત ન થાય તેની સભાળ રાખવી નાળ પડેલો આવે ત્યારે પ્રસૂતાને કાઇ બીક નથી, એ ખરુ તોપણ સભાળ રાખવી જોઇએ

વખત—નાળ પહેલો આવેલો હોય તો પ્રસૂતાને કાઇ બીક નથી બાળકને બચાવવાનીજ એમા મહેનત કરવાની હોય છે એ તો તમે મને પહેલેથીજ કહી રાખેલુ છે

લક્ષ્મી—આ વખતે પણ પરપોટો ફુટવા ન દેવો, એ દાઇયણનુ મુખ્ય કામ છે જ્યા સુધી પરપોટો ન ફુટે ત્યા સુધી નાળ ઉપર દબાણ થઇને બાળક મરી જવાની કશી પણ બીક નથી વળી પરપોટો ન ફુટ્યો હોય તો કમળમા નાળ ઉચો રાખી દેવાની કાઇપણ મહેનત કરવાની નથી એવી મહેનત કરવા જતા પાણીની કોથળીમા કાણુ પડી જવાનો સભવ છે, પરપોટો ફુટ્યા પહેલા કમળનુ મો સારી પેઠે ઉઘડી ગયુ હોય તો પછી નાળ ઉપર બહુ દમાણ થવાની બીક રહેતી નથી

વખત—ત્યારે તો પ્રસૂતાના પ્રસવ વખતે પરપોટો ફુટવા ન દેવો, એજ દાઇયણનુ એ વખતમા મોટુ કામ જણાય છે!

લક્ષ્મી—હા. એજ મોટામાં મોટું કામ છે. પરપોટો ફુટી જાય, અને તે પણ વળી કટાણે ફુટી જાય તો બધાં કામમાં ગોટાળો થઇ જાય, અને ઘણી મુસ્કેલી આવે.

વખત—કમળનું મો સારી પેઠે ઉઘડ્યું ન હોય, અને પરપોટો ફુટી જાય, તેનેજ તમે કટાણે (અયોગ્ય વખતે) પરપોટો ફુટ્યો કહો છો, નહિ ?

લક્ષ્મી—હા. તેમ નહિ તો બીજું શું ? પછીની વાત હવે કહું છું તે સાંભળો. હાથ નાખીને નાળને કમળમા ઉંચો રાખી દેવો એ સૌથી સારો ઉપાય છે.

વખત—હાથ નાંખીને કેવી રીતે ઉંચો રાખી દેવો ? વળી ઉંચો રાખી દેવાથી તે ઉંચો રહે શી રીતે ? પાછો તે નમી ન જાય ?

લક્ષ્મી—નમી જાય નહિ, એટલુંજ દાઇપણે કરવાનું છે. તેનો રસ્તો બતાવું તે સાંભળો. જે હાથમાં સારી રીતે જોર હોય, તે હાથનાં બે કે ત્રણ આંગળાં બાળકનું માથું કે જે અંગ પહેલું આવ્યું હોય તેની પાસે રાખીને કમળનાં મોંમાં રાખવાં. ત્યાર પછી નાળના એકેક ફેર (આંટા) જે નીચે નમી આવ્યા હોય તેને આંગળીના આગળના ભાગ ઉપર એક જગ્યાએ સારી પેઠે જડ કરી રાખવા. જડ કર્યા પછી જ્યારે વેણ બંધ થયેલી જણાય ત્યારે આંગળીઓ ઘાલી નાળને કમળમાં ધકેલી દેવો. ત્યાર પછી વળી વેણ આવતાં લગી, બાળકનું જે અંગ આગળ આવ્યું હોય તેના ઉપર નાળ એજ રીતે આંગળાં ઘાલીને પકડી રાખવો જોઇએ. ત્યાર પછી આંગળીનાં ટેરવાં લગી કમળ સંકોચાઈ જાય ત્યારે આંગળાં બહાર કાઢી લેવાં.

વખત—આમ કરવાથી શું નાળ કમળમાં પાછો જાય ?

લક્ષ્મી—હા. જાય તો એજ ઉપાયથી જાય. કમળનું સંકોચન

ટેંગી તરફથી ઉપની તરફ થાય છે તેથી એ સંકોચનની સાથે સાથે નાળ ઉપરની તરફ જઇ શકે અને આ પ્રમાણે નાળને ઉપરની તરફ લઇ જઇ શકવા માટે જે યુક્તિ કરવી, તેનેજ આગળ નાખીને નાળ ઉંચો રાખી દેવો, એમ હું કહું છું હવે સમજ્યા?

વખત—હા, હવે એ સમજી, પણ વેણ બંધ થયા પછી, વેણ ફરી આવવાને વખતે જો નાળ પાછો નીચે નમી આવે તો શો ઉપાય કરવો?

લક્ષ્મી—વળી ફરીને પણ એવીજ ચતુરાઇથી નાળને ઉપર ઉંચો રાખી દેવો કારણ કે વારવાર આ પ્રમાણે ન કરવાથી વણ કરીને આ કામ પુરેપુરૂ પાર ઉતરતુ નથી ખાસ કરીને જ્યા સુધી નાળના ધમકારા એકસરખા થયા જતા હોય ત્યા લગી તો વારવાર આમ કરવામા કાંઇ નુકશાન નથીજ નાળને દશ વાર પણ ઉંચો ચઢાવવા પડે અને વીશ વાર પણ ઉંચો ચઢાવવો પડે વારે વારે ઉંચો ચઢાવવાના ચડાવતા ગાઇકાર જરૂર તે ઉંચો રહીજ જાય

વખત—ઠીક આ પ્રમાણે હાથ નાખીને નાળ ઉંચો ચઢાવવા, જે તરફ નાળ બહાર આવ્યો હોય, તેની ઉલટી બાજુએ પ્રસૂતાને સુવડાવવી જોઇએ કે નહિ?

લક્ષ્મી—શાબાશ! શાબાશ! જે વાત મારે કહેવાની હોય છે તે તમે આગળથીજ સમજી જાઓ છો તમારી બુદ્ધિ ઘણી ચમત્કારી છે તમારી બુદ્ધિ જોઇને મને બહુજ આનંદ થાય છે જે તરફ નાળ બહાર આવ્યો હોય તેની ઉલટી બાજુએ પ્રસૂતાને સુવાડવી એ ઘણુ જ સારૂ છે ડાબી તરફ નાળ બહાર આવ્યો હોય તો જમણી તરફ અને જમણી તરફ નાળ આવ્યો હોય તો ડાબે પડખે પ્રસૂતાને સુવાડવી. આમ સુવડાવવાથી નાળ ઉંચો ચઢાવ્યા પછી નાળ નીચે નમી જવાની ઘણી બીક રહેતી નથી

વખત—ટીક પણ વાંકે વાંકે કમળમાં નાળ ફેર્યો રાખી દેના છતાં પણ જો કામ સિદ્ધ ન થાય તો શું કરવું?

લક્ષ્મી—જો નાળ ફેર્યો નજ રહે તો યોગમા થોડું દબાણ થાય તેની યુક્તિ કરવી એમ જણાય કે પ્રસૂતાના બસ્તિ (પેટ) ના હાડકાનું માપ મોટું છે પ્રસૂતાને અગાઉ બે ચાર છોકરા થઈ ગયા છે, વેણો નિયમ પ્રમાણે આવે છે, કમળનું મોં, પ્રસવનું દ્વાર, વગેરે સારી પેઠે ખુલ્લા થયા છે અને બાળક તરતમા જન્મવાનો સભવ છે, તે પ્રસંગે મહેનત કરીને એવા ઉપાય કરવા કે જેથી નાળપર ઘણું દબાણ ન આવે.

વખત—એ ઉપાય કયો તે મને સ્પષ્ટ સમજાય તેવી રીતે કહો

લક્ષ્મી—મહું સારું સ્પષ્ટ રીતે તમને એ સમજાવવું બહુ જ ધ્યાન દઈને સાભળો એક દાખલો આપીને તમને સમજાવું, તો સ્પષ્ટ સમજી શકશો

વખત—દાખલો આપીને સમજાવો તો ઘણી સારી સમજણ પડે.

લક્ષ્મી—ત્યારે એમ ધારો કે બાળકના માથા સાથે નાળ આવ્યો છે જેમ જેમ વેણો આવતી જાય છે તેમ તેમ કમળના મોમાથી માથું ધીમે ધીમે બહાર આવતું જાય છે તેની સાથે નાળ પણ બહાર આવે છે આ દાખલા ધ્યાનમાં રહ્યો?

વખત—હા હવે આગળ કહેવું હોય તે કહો

લક્ષ્મી—આ પ્રમાણે નાળ બહાર આવે છે, એમ તમે જુઓ છતા તેનો કાંઈપણ ઉપાય ન કરો, તો નાળમા લોહીની આવજા બંધ થાય, અને બાળક ભારના માડીને મરી જાય તેથી જ્યાં એમ જણાય કે નાળ ઉપર બહુ દબાણ થાય છે, ત્યા તે નાળને તે જગ્યાએથી સેરવીને બીજી જગ્યાએ રાખવો. એ રીતે બચાવ પર આવતા આવતા બાળક બચતે

વખત—હા, હવે બરાબર સમજાયું હવે વધારે કહેવાની જરૂર નહિ પડે આ વખતે એક બીજી વાત પણ તમને પૂછી લઉ. હાથની સાથે નાળ આવે તો નિયમ પ્રમાણે બાળ ફરી દેવાય ખરું કે?

લક્ષ્મી—હા, ફેરવી તેના નાળ ઉપર બહુ દબાણ ન થાય તેનો ઉપાય કરવા જોઇએ આ વખતે તમને બીજી એકેક વાતો કહી રાખું.

વખત—શી વાતો કહેવાના છો?

લક્ષ્મી—બાળકના માથાની સાથે નાળ બહાર આવે તો તે કમળમાં ઉંચો ચડાવી દેવાથી તણ કરીને નાળ પાછો ફરીને બહાર આવે નહિ આ ઉપરાંત નાળ વીંટીને બાળકની ગરદનની ખોળમાં રાખી દેવાની યુક્તિ પણ ખોટી નથી પણ દીઠપું કે નિતમની સાથે નાળ બહાર આવે તો વારે વારે કમળમાં ઉંચો ચડાવ્યા છતાં પણ નાળ નીચો નમી આવે. વળી એક બીજી વાત કહી દઉં વેણની શરુઆતના જ જો નાળ પહેલો બહાર આવે તો બાળકને બચાવવાનું કામ ઘણું કઠણ થઇ પડે આમ શા માટે થાય તે તમે સમજી શકો છો?

વખત—હા એમાં શું સમજવાનું હતું? વેણની શરુઆતથી તે પ્રસવ થાય ત્યાં સુધી નાળ ઉપર વધુજ દબાણ થાય તેમાં બાળક શી રીતે બચી શકે?

લક્ષ્મી—પ્રસવ થવાને જરાક વાર હોય અને નાળ પહેલો આવી જાય તો, આથી ઉલટું જ થાય છે એટલે તેવે વખતે નાળ પહેલો બહાર આવવાથી કાંઈ બીક નથી કેમ તે વખતે દબાણ તો થાય પણ ઘણીજ થોડીવાર. બાળક તરત જન્મે એટલે ઘણીજ થોડીવાર દબાણ થાય, એમ સમજ્યા કે નહિ?

વખત—હા, એ સમજવું કાંઇ અઘરું નથી, એટલે મારી પેઠે સમજી ગઇ છુ

---

## પ્રકરણ ૪ થું.

### ઓર પહેલી બહાર આવે તો શું કરવું?

વખત—અત્યાર વગી તમે જે મુશ્કેલી ગણાવી તે ઉપરાંત કાંઈ બીજી જાતની મુશ્કેલી આવવાનો સંભવ છે?

લક્ષ્મી—હા. પ્રસવ વખતે બીજી મુશ્કેલી પણ આવે છે.

વખત—બાઈ મા! મને બીક લાગે છે વળી કેમ જાણે શી મુશ્કેલી બતાવશો?

લક્ષ્મી—એમાં બીક શેની? હું તમને મુશ્કેલીઓ સમજાવું છું, તેથી જ કાંઈ મુશ્કેલીઓ આવી પડવાની નથી. પ્રસૂતાને જે જે અડચણો આવે છે, તે તે અડચણો મટાડવાના રસ્તા અને ઉપાય પણ તમને બતાવતી આવું છું. તો પછી બીક શાની? એથી તો બીજું નહિ પણ ઉલટું ખુલાસો થશે. જો માત્ર મુશ્કેલીઓ જ બતાવવામાં આવે અને તેના ઉપાય બતાવવામાં ન આવે તો બીવાનું ખરું. પણ મુશ્કેલી અને તેના ઉપાય એ બંને બતાવું તો પછી બીક શાની?

વખત—હા. ઉપાય તો સાથે સાથે જ બતાવો છો તેથી બીવું ન જોઈએ અને હું હવે બીહીશ નહિ.

લક્ષ્મી—હવે તમને એક બીજી મુશ્કેલી કહું છું.

વખત—હા જોઈએ! મને તો હવે કાંઈ મુશ્કેલી ધ્યાનમાં આવતી નથી.

લક્ષ્મી—ઓર પહેલી આવે તો પ્રસૂતાને શી રીતે પ્રસવ કરવો, તે હવે હું તમને કહેવાની છું.

વખત—સત્યાનાશની વાત આ તો! ઓર પણ પહેલી બહાર આવે ખરી કે વળી?

લક્ષ્મી—હા આવે ખરી

વખત—ઠીક, પણ પ્રસુતાને પડેની ઓર આવે, એનો અર્થ મારાથી કાઇ પણ સમજી શકાતો નથી

લક્ષ્મી—કેમ ?

વખત—બાળકનુ માથુ, હાથ પગ નાક પહેલે બહાર આવે એ મને સમજાયુ પણ ઓર પડેની શી રીતે આવે ? ઓર તો કમળના સૌથી ઉચામા ઉચા ભાગને ચોટેલી હોય છે નહિ ?

લક્ષ્મી—બરાબર સૌથી ઉચા ભાગનેજ ચોટેલી હોય છે

વખત—ત્યારે ઓર તે કેમળેથી છુટી ન પડે ત્યા સુધી તો પડેની વાર આવી શકે જ નહિ

લક્ષ્મી—જે તમે કહો છો તે ખરૂ છે પણ ઓર પડેની આવે છે ત્યારે ઓર છુટી પડીને કમળના મોભાની બહાર આવે છે, એમ સમજાતુ નથી

વખત—હુ તો એમજ સુમજુ છુ એમ ન સમજવુ તો બીજુ શુ સમજવુ ?

લક્ષ્મી—શુ સમજવુ તે હુ માનજો સાધારણ રીતે કમળના સૌથી ઉચા ભાગમા ઘણુ કરીને ડાબી બાજુએ ઓર ચોટેલી હોય છે બાળક અવતર્યા પછી થોડીક વારમા આ ઓર કમળના શરીરમાથી છુટી પડીને પોતાની મેળેજ બહાર આવે છે પણ માંડ કોઇ વાર ઓર કમળના સૌથી ઉચા ભાગમા નહોતા કમળના મોભા કે તેના બહુજ પાસેના ભાગમા ચોટેલી હોય છે

વખત—ઠીક આ જગ્યાએ ઓર ચોટેલી હોય તેમા કાઇ નુકમાન ખરૂ કે ?

લક્ષ્મી—નુકમાન છેજ એમા પુછવુ શુ ? જો સ્થાનવિષે ન હો

તેમાં નુકસાન હોય જ. જુઓ, બાળકનું માથું પહેલુ આવવુ એ સ્વાભાવિક છે, પણ તેમ ન થતા પહેલા હાથ કે પગ આવે, એ કાંઇ સારૂ કહેવાય ?

વખત—ના, હાથ કે પગ પહેલા આવે તેને સારૂ શી રીતે કહેવાય ? ઠીક. પણ ત્યારે કમળના મોમા અથવા તેની પાસે ઓર ચોટેલી હોય તેમા શુ નુકસાન છે તે કહોને, બેન !

લક્ષ્મી—પહેલા પાચ મહિના સુધી તો એથી કાંઇ પણ નુકસાન થતુ નથી. કાંઇ પણ કારણ ન હોય અને છઠ્ઠે મહિને પ્રસૂતાને જો એકદમ લોહી પડવા માંડે તો કમળના મોમાં અથવા તેની પાસે ઓર ચોટેલી છે, એમ અનુમાન કરવું.

વખત—એકજવાર લોહી પડે કે વારવાર પડયાજ કરે ?

લક્ષ્મી—પૂરા છ મહિને લોહી પડવાનો આરભ થાય. પ્રસવનો વખત જેમ જેમ પાસે આવતો જાય, તેમ તેમ લોહી વધારે પડવા માંડે. કાંઇક મહેનત કરવી પડે તો તે પછી, અથવા કાંઇ કામકાજ કરતાં કરતાં, અથવા પ્રસૂતા ઉઘી ગઇ હોય ત્યારે, અને કોઈ કોઇવાર તો કાંઈ પણ કારણ ન હોવા છતાં લોહી પડે.

વખત—છ મહિના પછી જે લોહી પડે છે તેનો કાંઇ નિયમ છે?

લક્ષ્મી—ના, તેનો કાંઇ નિયમ બિયમ નથી. બે દિવસને આંતરે પણ લોહી પડે, પાંચ દિવસને આંતરે પણ પડે, સાત દિવસને આંતરે પણ પડે, પંદર દિવસને આંતરે પણ પડે. અથવા મહિને મહિને અટકાવને વખતે પણ (મતલબ કે ગર્ભ રહ્યા પહેલાં પ્રસૂતાને જે જે વખતે અટકાવ આવતો હોય તે વખતે) લોહી પડે.

વખત—લોહી એકદમ ઘણુ પડે કે થોડું થોડુ પડે ?

લક્ષ્મી—તેનોએ કાંઈ નિયમ નથી. કોઈ કોઈ વાર તો એટલું

બધું લોહી પડે કે પ્રસૂતા એકદમ મરી જાય. પણ સાધારણ રીતે થોડું થોડુ લોહી પડયાં કરે. જ્યાં સુધી પ્રસવ ન થાય ત્યાં સુધી વચ-માં વચમાં પ્રસૂતાને એ પ્રમાણે લોહી પડયાં કરે.

વખત—ઠીક, આમ બને ત્યારે પ્રસૂતાને પૂરે મહિને પ્રસવ થાય કે પૂરા મહિના થયા પહેલા પ્રસવ થાય?

લક્ષ્મી—પૂરે મહિને પ્રસવ ન થઇ શકે એમ નથી. પણ ઘણા ખરા દાખલાઓમાં તો કસુવાવડજ થાય. અથવા પૂરે સાત મહિને કે આઠ મહિને પ્રસવ થાય. કોઇ કોઇ વાર પાચ સાત વખત લોહી પ-ડયા પછી પીડા (વેણ) શરૂ થાય. કોઇ કોઇ વાર પાચ સાત વાર લોહી પડયા છતાં પણ પીડા (વેણ)ની કશી નિશાનીએ જણાય નહિ.

વખત—ઠીક, કમળનાં મોમા અથવા તેની પાસેજ ઓર ચોટે-લી હોય તો પ્રસવના દ્વારમાં હાથ લગાડવાથી જાણી શકાય કે નહિ?

લક્ષ્મી—હા. જાણીજ શકાય. હાથ લગાડી જોવાથી ચોખ્ખું સમજાય. કમળના મોંમાં અથવા તેની પાસે ઓર ચોટેલી હોવાનો જરાક પણ શક આવે તો, હાથ લગાડી જોવાથીજ નક્કી થાય. એવો પ્રસંગ આવે તો જેમ બને તેમ ઉતાવળથી એ સમજાય તેમાં લાભ છે. કમળનું મોં ખૂલ્યા પહેલાં તપાસ કરી જોવાથી ઘણી અનુકુળતા થાય.

વખત—શી રીતે તપાસ કરવો?

લક્ષ્મી—કેમ! હાથ લગાડી જોવાથી તેનો પૂરેપૂરો તપાસ થાય. પ્રસૂતાને ઓર પડયા પછી કયારે પણ હાથમા લઇને ઓર તમે જોઇ છે!

વખત—હા. જોઇ છે, મોતીને ભાણીયો આવ્યા પછી તમે મને ઓર દેખાડી હતી. ઓરને મેં સારી રીતે જોઇ હતી.

લક્ષ્મી—ત્યારે હવે શું? હવે તો હાથ લગાડવાથી તરત ઓ-ળખી શકો. પ્રસૂતાની ઓરની સાથે બીજા કોઈ અવયવનો ગોટાળો

એટને ભૂન થવાનો સભન નથી ભૂન થાય એમ તમને લાગે છે ?

વખત—એમા ભૂન થવા જેવુ કાઈ નથી ઓર જેવુ નરમ નરમ અને સુવાળુ સુવાળુ બીજુ કાઇ નથી જેથે એક વાર પણ હાથ લગાડીને ઓર જેઈ હોય તેનાથી ઉદ્ધિ પણ ભૂન થાયજ નહિ એ ભૂન તો થાય તેમ નથી જ

લક્ષ્મી—બરાબર કહો છો કમળનુ મો ઉઘડ્યા પહેલા હાથ લગાવી જોવાથી તો ઓર ચોખ્ખી ઓળખાય વળી જો લોહી ખુબ પડવા માંડે તોપણ કમળના મોમાથી ઓર બહાર આવે છે, એને તરત ઓળખી શકાય

વખત—ઠીક જો પૂરા પાચ મહિના થઇ ગયા હોય, અને ગાઇ પણ કારણ ન હોવા છતા પ્રસૂતાને લોહી પડવા માડે તો કમળના મોમા અથવા તેનીજ પાસેજ ઓર ચોટેલી હોવી જોઇએ, એવુ અનુમાન કરી શકાય.

લક્ષ્મી—હા ચોક્સ. એમ અનુમાન થઈ શકે

વખત—એવો શક પડે તો શુ કરવુ ?

લક્ષ્મી—હાથ લગાડી જોઇને શક મગાડવો

વખત—કમળનુ મો ઉઘડ્યા પહેલા હાથ લગાડીને શી રીતે જોવાય ?

લક્ષ્મી—કમળનુ મો જરાએ ઉઘડ્યુ ન હોય તો લોહી પડે કેમ કરીને ? લોહી પડવા માડે એટલે કમળનુ મો થોડુ વણુ પણ ઉઘડે છે, તેવી તપાસ કરીને જોઈ શકાય ઓરને હાથ અડે તો પછી ભૂન થાયજ નહિ, એ વાત તો તમને આગળથી કહેવામા આવી છે કેમ, યાદ છે કે નહિ ?

વખત—હા એ વાત તો બગબર યાદ છે ઠીક, કમળના મોમા

કે તેની પાસેજ ઓર ચોટેલી હોય તો પૂરે પાચ મહિને પ્રસુતાને લોહી પડવા માંડે, એવો તમે એક નિયમ બતાવ્યો આ નિયમમા કયારે પણ ફેરફાર થાય ખરો કે?

લક્ષ્મી—હા કોઈ કોઇવાર ફેરફાર પણ થાય છે.

વખત—કેવો ફેરફાર થાય છે?

લક્ષ્મી—પૂરા પાંચ મહિના પછી કોઈ કોઈ પ્રસુતાને વચમાં વચમા લોહુકે (ચીલકુવ) લોહી પડતુ જ નથી.

વખત—એ તો બહુજ ઠીક ગણાય

લક્ષ્મી—ના, એ સારૂ નથી.

વખત—કેમ?

લક્ષ્મી—વચમાં વચમા લોહી ન પડે તો પ્રસવ વખતે એકદમ એટલુ લોહી પડે કે પ્રસુતા તેથી જ મરી જાય.

વખત—શુ કહો છો? એ તો ત્યારે ઘણુજ નઠારૂ.

લક્ષ્મી—હા, એથી નઠારૂ બીજુ શુ?

વખત—ઠીક, પણ વચમાં વચમા જે લોહી પડે તેનો તો ઉપાય છે ના?

લક્ષ્મી—ઉપાય ન હોય એમ તે કાંઇ હોય, બેન!

વખત—શો ઉપાય છે, તે કહોને ત્યારે!

લક્ષ્મી—સાભળો કહુ છુ. પણ એકવાર "ઓર પહેલી આવી" એનો અર્થ તમે શો સમજો છો, તે પહેલા મને કહી બતાવ્યા જોઉં. કહી શકશો કે નહિ!

વખત—હા. કહી શકીશ એકવાર સાભળ્યુ હોય તે શુ ભુલી જાઉં? કમળના મોમા કે તેની પાસેજ ઓર ચોટેલી હોય તો "ઓર પહેલી આવી" છે. એમ કહેવામાં આવે છે.

લક્ષ્મી—ઠીક કર્યું છે

વખત—હવે લોહી પડતુ હોય તેનો શો ઉપાય કરવો, તે મને કહો

લક્ષ્મી—કહુ, માનજો જે છઠ્ઠે મહિને કે સાતમે મહિને પ્રસૂતાને લોહી પડવા માડે, અને પછી પણ થોડુ થોડુ પડયાજ કરે, તો પ્રસવના દ્વારમા લુગડાના કકડાના ડુચા દેવાથી લોહી બધ કરી શકાય.

વખત—કમળના મો લગી લુગડાના કટકાના ડુચા દઇ દેવા કે કેમ?

લક્ષ્મી—હા. કમળના મોની તે પ્રસવના દ્વાર લગી સારી રીતે લુગડાના કકડાના ડુચા દઇને રસ્તો બધ કરવો જોઇએ જો સારી રીતે રસ્તો બધ કરવામા ન આવે તો લોહી શી રીતે બધ થાય?

વખત—લુગડાના એકજ કકડાનો ડુચો દેવો કે ઘણા કકડાનો ડુચો દેવો?

લક્ષ્મી—ઘણા કકડાથી ડુચો દેવામા આવે તે વધારે સારૂ એક કકડા કરતા ઘણા કકડાથી પ્રસવનુ દ્વાર બધ કરવામા આવે તો કાંઇક વધારે ફાયદો છે પ્રસવના દ્વારમા લુગડાના કકડા એક પછી એક નાખવા એમ આખુ દ્વાર બધ થતા સુધી કકડા નાખ્યા કરવા પણ તે કકડા દાબી દાબીને ભરવા નહિ.

વખત—ઠીક પણ એ કકડા વારેવારે બદલવા જોઇએ કે નહિ?

લક્ષ્મી—હા, બદલવાજ જોઇએ એકવાર નાખેલા કકડા એમને એમ ભરાવી રાખવામા આવે તો નઠારી વાસ આવે કકડા બદલવાનુ કારણ સમજ્યુ?

વખત—હા, સારી રીતે સમજી ગઈ ફરી કહેવુ પડશે નહિ.

લક્ષ્મી—લુગડાના કકડાના ડુચા દેવા ઉપરાત પણ એક બીજો ઉપાય છે. તે પણ બરાબર યાદ રાખજે.

વખત—ત્યારે તે પણ કહો

લક્ષ્મી—કદી પ્રસૂતાને પથારીમા સુવારીજ રાખવી ગમે તે કારણ હોય તો પણ ઉઠવા, બેસવા કે હગવા ફરવા દેવીજ નહિ. જે ઓરડામા પ્રસૂતાને આ પ્રમાણે સુવારી રાખવામા આવે, તે ઘર ઠંડુ હોવુ જોઇએ.

વખત—પ્રસૂતાને ખોરાક શુ આપવો ?

લક્ષ્મી—હલકો ખોરાક આપવો. એવો ખોરાક આપવો કે તે સુતા સુતા પચી જાય, અને શરીરમા બળ આપે, જેમ કે દુધ, સાબુ-ચોખા, આરારૂટ વગેરે પાચ મહિના પૂરા થયા પછી જો એકવાર પણ લોહી પડે તો પ્રસૂતાને સાવધાન કરી દેવી કે જ્યા સુધી પ્રસવ ન થાય ત્યા સુધી તેણે બહુ ઉઠવુ બેસવુ કે હરવુ ફરવુ નહિ એક વાર લોહી પડે એટલે ઉઠવા, બેસવા, હરવા ફરવામા સભાળ રાખવાની ઘણીજ જરૂર છે

વખત—ઠીક એકદમ ઘણુ લોહી પડવાથી જો પ્રસૂતા બહુજ નબળી થઈ જાય તો શો ઉપાય કરવા ?

લક્ષ્મી—ઠડા પાણીની સાથે મેળવીને થોડો થોડો (ભાડી) દ્રાક્ષાસવ આપવો. બહુ લોહી પડવાથી શરીર નબળુ થઇ ગયુ હોય ત્યારે પ્રસૂતાને માટે દ્રાક્ષાસવ જેવો બીજો એકે ઉપાય નથી.

વખત—દ્રાક્ષાસવ કેટલો આપવો, અને કેવી રીતે આપવો, તે બરાબર સમજણ પાડીને કહો

લક્ષ્મી—પ્રસૂતાની સ્થિતિનો વિચાર કરી દ્રાક્ષાસવ આપવાનુ માપ વધુ ઓછુ કરવુ જો બહુજ નબળી થઇ ગઈ હોય તો પાશેર પાણીમા એક ચમચો દ્રાક્ષાસવ આપવો. આ ઓસડ ત્રણ ત્રણ કલાકે આપવુ. આમ કર્યા કરવાથી પ્રસૂતા તરત સાજી તાજી થઇ જાય છે.

વખત—અહો ! ત્યારે તો આ ઘણોજ સારો ઉપાય દેખાય છે ને શુ ?

લક્ષ્મી—ઘણોજ સારો ઉપાય છે, નહિ તો હુ બતાવુજ કેમ ! દ્રાક્ષાસવ તો ઓસડ તરીકે આપવો ને ઉપરાંત કાઇ, ખોરાક પણ આપવો જોઇએ

વખત—ખોરાક શુ આપવો !

લક્ષ્મી—દૂધ અથવા ખપે તેને માસ રસ આપવો

વખત—ગમે તે વખતે લોહી પડે તો પણ આજ ઉપાય કરવા કે કેમ ?

લક્ષ્મી—પુરા પાચ માસે કે છ માસે કે સાતમે માસે લોહી પડે તો ઉપર બતા યા ઉપાયો કરવાથી પ્રસૂતા અને બાળક બને પુરા મહિના સુધી બચી શકે એ ઉપાય કરવાથી કામ સિદ્ધ થાય

વખત—શુ કામ સિદ્ધ થાય ?

લક્ષ્મી—ઓર પહેલી બહાર આવે તો ઘણુ કરીને પુરા પાચ મહિને, છ મહિને કે સાતમે મહિને લોહી પડેજ આ લોહી પડવા માંડે અને તેને બધ કરવાનો કાઇ ઉપાય કરવામા ન આવે તો પ્રસૂતા મરી જાય વખતે પ્રસૂતા બચે પણ કસૂવાવડ થવાથી પેટમાનુ બાળક તો અવશ્ય મરીજ જાય અધુરે મહિને જન્મવાથી બાળક બચેજ નહિં.

વખત—શી રીતે બચે ? એટનુ કાચુ છોકરૂ કાઈ બચે ? અને તે પણ એટનુ લોહી પડ્યા પછી કદી ન બચે

લક્ષ્મી—તેથીજ કહુ છુ કે પુરે પાચ મહિને, છ મહિને કે સાત મહિને લોહી પડે તો આગળ જે જે ઉપાય કહ્યા છે તે તે કરવા, અને લોહી પડતુ બધ કરવુ ત્યાર પછી પ્રસૂતા સુખથી રહી શકે તેવા ઉપાય કરવા એમ કરવાથી પ્રસૂતા અને બાળક બનેને બચાવી

લેવાય. આટલું કામ જો બરાબર કરી શકીએ તો પુરા મહિના થતાં ચતુરાઈથી પ્રસુતાને પ્રસવ કરાવવાથી બધી આપદા જાય. કેમ સમજ્યાં કે નહિં ?

વખત—હા. આટલું તો સારી પેઠે સમજી. ફરીને નહિં કહેવું પડે. ઓર પહેલી આવે તો પુરે મહિને પ્રસુતાને પ્રસવ કરાવતાં શી ચતુરાઈ કરવી તે હવે કહી બતાવો.

લક્ષ્મી—તે કહું છું, સાંભળો. પહેલી ઓર આવે ત્યારે પુરે મહિને બાળકને ફેરવી દઇને પ્રસવ કરાવાય તો પ્રસુતા અને બાળક બંનેનું કલ્યાણ થાય.

વખત—બાળકને શી રીતે ફેરવી દેવું ? હાથ આગળ આવે ત્યારે ફેરવવાની જે રીત બતાવી હતી, તેજ રીતે કે નહિં ?

લક્ષ્મી—હા. તેજ રીતે ફેરવવું. ઓર પહેલાં આવી હોય તો પણ બાળક ફેરવી દેવાથી પ્રસુતા પ્રસવ કરી શકે.

વખત—ઓર પહેલાં આવી હોય તો પણ શું પુરે મહિને બાળક ફેરવી દેવાથી પ્રસુતા પ્રસવ કરી શકે ?

લક્ષ્મી—ઓર પહેલાં આવી હોય તો પણ પુરે મહિને યુક્તિ કરવામાં આવે તો બાળક ફેરવી દેવાય.

વખત—કેવી યુક્તિ કરવી ?

લક્ષ્મી—કમળનું મોં ઉઘડયા પહેલાં પણ બાળક ફેરવી દેવાની યુક્તિ કરી શકાય. આ સમજી શકો છો ?

વખત—ના. એ ન સમજાયું. કમળનાં મોંમાં હાથ નાખવો શી રીતે ?

લક્ષ્મી—કેમ ?

વખત—કમળનાં મોંમાં તો ઓર હોય તે હાથ શી રીતે નંખાય ?

લક્ષ્મી—કમળનાં મોમા ઓર હોય તો પણ ચતુરાઈથી હાથ નાખી શકાય ખરો.

વખત—શી ચતુરાઈ કરવી ?

લક્ષ્મી—ઓરથી જો કમળનુ મો આખુએ બધ ન થયેલુ હોય તો એક પડખેથી (જે જરા પણ ખુલ્લુ હોય તે પડખેથી) ધીમે ધીમે કમળમા હાથ સેરવી દેવાય પણ જો ઓરથી કમળનુ મો આખુ બધ થયેલુ હોય તો હાથ લગાડી જોઇને જે ઠેકાણે ઓર કમળના શરીરને જરાકજ ચોટેલી છે એમ માલમ પડે, તે અથવા જે ઠેકાણેથી કમળના શરીરથી ઓર જરાક પણ છુટી પડી છે, એમ માલમ પડે, તે ઠેકાણે હાથ નાખીને ધીમે ધીમે કમળનાં મોમા હાથ સેરવી દેવો.

વખત—ઠીક, હવે બરાબર સમજાયુ ઓર પહેલી બહાર આવી હોય તો પૂરે મહિને બાળક ફેરવી દઇને પ્રસુતાને પ્રસવ કરાવવાથી વિશેષ શો ફાયદો થાય ? તે મારી પેઠે સમજાવીને કહો જોઉ !

લક્ષ્મી—કહુ છુ સાભળો ઓર પહેલા આવી હોય તો પુરા પાચ મહિના પછી પસતાને પહેલા તો લોહી પડવાનો આરભ થાય તે તો તમે જાણો છો ના ?

વખત—હા, તે તો તમે આગળ કહી ગયા છો એટલે જાણુછુ.

લક્ષ્મી—જેમ જેમ પ્રસવના દિવસો પાસે આવતા જાય, તેમ તેમ વધારે વધારે લોહી પડવા માંડે, ત્યાર પછી વેણની શરૂઆત થાય ત્યારે તો પછી લોહી પડવાનો કાઇ મેળજ રહે નહિ. એક વાર વેણ આવે કે ધડધડ કરતુ તે લોહી પડે. આ પ્રમાણે વારવાર થાય તો નકી પ્રસુતા મરીજ જાય ઓર પહેલી આવે ત્યારે લોહી પડવા માંડે એ પેદા રોગ નથી. એજ મુખ્ય રોગ છે એકલુ લોહી પડતા પડતા જ પ્રસુતા મારી જાય. તેથીજ ઓર પહેલી આવે ત્યારે ઘણુ લોહી

પડવા ન દેવુ. પૂરા મહિના લગી પ્રસૂતાને બચાવી રાખવી, અને વગર અડચણે પ્રસૂતાને પ્રસવ કરાવવો, એમાજ દાઇપણનુ દાઇયિણ-પણુ અને હુશીઆરી છે

વખત—એ ખરૂ. આવા પ્રસગમાં દાઇયિણની જેવી કસોટી થાય છે, તેવી બીજે કોઈ પણ વખતે થઇ શકતી નથી ખરેખરી હુશીયાર દાઇયિણ હોય તેજ આ વખતે બધુ સરૂતાંરે (સારી રીતે) પાર પાડે છે.

લક્ષ્મી—વેણુ આવવાથી જ્યા લોહી પડે ત્યા બહુજ વિચારપૂર્વક કામ કરવાનુ છે. લોહી પડતુ શી રીતે બધ થાય, અને પ્રસૂતા વગર અડચણે શી રીતે પ્રસવ કરે, તેનો ખરેખરો વિચાર આવે વખતેજ કરવાનો હોય છે.

વખત—એવા ઉપાય પણ હોય છે ખરા કે? આ મુસ્કેલી સાંભળતા તો મારૂ કાળજુજ ફાટી જાય છે. વેણુ આવવાથી જ્યા લોહી પડે ત્યા પ્રસૂતાને બચાવીએ તો ભારે કામ કહેવાય કારણ કે વારેવારે વેણુ ન આવે તો પ્રસૂતા પ્રસવ કરી શકે નહિ અત્યાર લગી તો એમજ સમજતી કે ઉપરાઉપર વેણો આવે તેજ સારૂ, પ્રસૂતા કષ્ટાય નહિ અને તરત પ્રસવ કરે આ તો એથી તદ્દન ઉલટુજ, વેણુ આવે તેમાજ મોટુ દુખ, આ તો સત્યાનાશનીજ વાત! આવો વખત આવે ત્યારે પ્રસૂતા વગર અડચણે શી રીતે પ્રસવ કરી શકે, તેનો ઉપાય બતાવોને, બેન!

લક્ષ્મી—બાળક ફેરવી દઇને પ્રસૂતાને પ્રસવ કરાવવો.

વખત—બાળકના પગ નમાવીને નીચેની તરફ આણુવા તેનુ નામજ બાળક ફેરવી દેવુ કે નહિ?

લક્ષ્મી—હા. એનુ નામજ બાળક ફેરવી દેવુ. પહેલો હાથ આવે ત્યારે બાળક ફેરવી દેવાની પૂરેપૂરી રીત મે તમને સમજાવી દીધી છે.

વખત—હા, તે રીત કહી દીધી છે ખરી, તોપણ ફરી એકવાર પૂછી જોયું ઠીક, પણ બાળક ફેરવી દેવામા આવે, તેથી લોહી શી રીતે બંધ થઇ જાય?

લક્ષ્મી—તે કહુ છુ, માનજો. પહેલાં હાથ નાંખીને બાળક ફેરવી દેવા જતાં દાયિણના હાથથી કમળનુ મો બંધ રહે કે નહિં?

વખત—હા, હાથ અંદર જાય એટલે મોં તો બંધજ રહે.

લક્ષ્મી—હાથ અંદર હોય એટલે કમળનુ મો ખુલ્લું ન રહે તેથી લોહી પડી શકે નહિ. ત્યાર પછી બાળકના પગ કમળના મોમાંથી નીચે નમાવવાથી તે પગો પણ કમળનાં મોંને બંધ રાખે. તેથી ઓર પહેલી આવી હોય તો પૂરે મહિને બાળક ફેરવી દઇને પ્રસતાને પ્રસવ કરાવવો એ સૌથી સરસ છે, સમજ્યાં કે નહિં?

વખત—હા. લોહી પડતું બંધ કેમ થાય, તે હવે બરાબર સમજી ગઇ ખરી.

લક્ષ્મી—ઓર પહેલાં આવી હોય ત્યારે બાળકને ફેરવી દેવામાં જેવી સહેલાઈ છે, તેવી બીજે કોઈ પણ વખતે નથી.

વખત—શી સહેલાઇ છે?

લક્ષ્મી—વેણ આવવાથી લોહી પડે તેથી કમળનું મોં એની મેળેજ સારી રીતે ઉઘડે. અને લોહી પડે તેથી કમળનું સંકોચન પણ ઘણું ઓછું થાય. તેથીજ ઘણી સહેલાઇથી બાળક ફેરવી દેવાય. અને બાળક ફેરવી દેવાથી પ્રસતાને કાંઈ પણ બીકજ ન રહે.

વખત—ફેરવી દેવામાં વળી પ્રસતાને શી બીક હતી?

લક્ષ્મી—બીક નહિ? બાળક ફેરવી દેવું એ કાંઈ રમત છે? સહેલાઇથી ફેરવી દઈ શકીએ તોજ ફેરવવાથી જે ધક્કો લાગે છે તે પ્રસતા ખમી શકે છે. પણ જો બાળક ફેરવતાં પ્રસતાને બહુ દુઃખ

થાય તો પ્રસુતા તે ધક્કો ન ખમી શકવાથી મરી જાય હવે સમજ્યા?

વખત—હા, હવે સમજી ફરી કહેવુ નહિ પડે

લક્ષ્મી—ત્યારે હવે જુઓ ઓર પહેલી આવી હોય તો, પુરે મહિને બાળક ફેરવી દઇને પ્રસુતાને આપણે પ્રસવ કરાવી શકીએ વળી આ પણ ધ્યાનમા રાખો કે આવે વખતે બાળક ફેરવી દેવામા પણ કાઈ મુસ્કેલી નથી વળી બાળક ફેરવી દેવાથી પ્રસુતાને કાઈ દુખ પણ થતુ નથી બાળકને પણ કશી ખીજ રહેતી નથી આના કરતા બીજી કઇ સુગમતા હોય?

વખત—હા એ તો બધુંજ ખરૂ ઉમીરો કુરવા પહેના છોકરૂ ફેરવવુ એ એથીએ વળી વધારે સહેલુ છે

લક્ષ્મી—હા વળી બહુ લોહી ન પડવાથી પ્રસુતા બહુ નબળી ન થઇ ગઇ હોય, અથવા થોડી પડતુ થોડી નાર બધ થયુ હોય, ત્યારે બાળક ફેરવી દેવુ એ વધારે સારૂ છે

વખત—ઓર પહેલી આવે ત્યારે બાળક ફેરવી દઇને પ્રસુતાને પ્રસવ કરાવીએ તેમા શો લાભ છે, તે એક વાર ફરીથી મને બરાબર કહી જાઓ તો સારૂ

લક્ષ્મી—બાળક ફેરવી દેવા જતા પહેના તો દાઇયપનો હાથ કમળનુ મો બધ કરી દે છે, ત્યાર પછી બાળકના પગ નમાવીને નીચે આણવાથી તે કમળનુ મો બધ રાખે છે તેથી પહેલેથી તે બાળક અવતરતા સુધી લોહી પડી શકતુ નથી જાણ્યુ કે લોહીને પડવા નો રસ્તોજ મળતો નથી અને તે કારણથીજ બધી રીતે સગવડ થઈ જાય છે

વખત—હા એ ખરુ કારણ કે ઓર પહેલી આવે ત્યારે પ્રસવને વખતે લોહી પડે તો પ્રસુતા મારી જાય ઉપાય કરીને લોહી પડતુ

અટકાવાય તો પ્રસૂતા અને બાળક બને બચે, અને કશી ફિકર રહે નહિ. ઠીક, પણ બાળક જન્મ્યા પછી હાથ નાખીને ઓર બહાર કાઢી નાખવી, કે જ્યા સુધી ઓર પોતાની મેળે બહાર ન પડે ત્યા સુધી તે પડવાની વાટ જોયા કરવી ?

લક્ષ્મી—આવે વખતે હાથ નાખીને ઓરને બહાર તાણી કાઢવી. જો ઓર પોતાની મેળે પડવાની વાટ જોયા કરીએ તો લોહી પડવા માંડે અને પ્રસૂતા મારી જાય વળી હાથ નાખીને ઓર તાણી કાઢવી એ કાંઇ કઠણ પણ નથી કારણ કે ઓર આગળ હોવાથી બાળક અવતર્યા પહેલાંજ કમળના શરીરમાથી ઓર ઘણુ કરીને છુટી પડેલી જ હોય છે. થોડી વણી જે ચોટલી હોય તે હાથ નાખવાથી છુટી પડી જાય છે.

વખત—ઓર આગળ આવેલી હોય તો પુરે મહિને બાળક ફેરવીને પ્રસૂતાને પ્રસવ કરાવવાનો નિયમ મે સારી રીતે જાણી લીધો. અને તે હમેશા બરાબર યાદ પણ રાખીશ. હવે આ ઉપરાત કાંઈ ઉપાય કહેવાનો છે ?

લક્ષ્મી—હા, છે.

વખત—કયો ઉપાય બતાવવાનો છે ?

લક્ષ્મી—બાળક ફેરવી દેવા છતાં પણ પ્રસૂતા પ્રસવ કરી શકે નહિ. મતલબ કે કમળનુ મો ખુ'લુ ન હોય કે લોહી પડીને પ્રસૂતા બહુજ નબળી થઈ ગઈ હોય કે પૂરા મહિના થયા પહેલાં વેણ આવવા માંડી હોય, કે બાળક મરી ગયું હોય, કે ઘણુજ લોહી પડતુ હોય, અને તે લોહી કોઇ પણ ઉપાયે બંધ થતુ ન હોય, તો સૌથી પહેલા હાથ નાખીને ઓર બહાર ખેચી કાઢવી. ઓર બહાર કાઢી નાખવાથી લોહી પડતું એકદમ બધ થઈ જાય. લોહી પડતુ બધ થઇ જાય, એટલે પ્રસૂતા બચી જાય. સમજ્યા કે નહિ ?

વખત—હા, મારી રીતે સમજી ગઇ. ઓરજ લોહી પડવાનું મૂળ કારણ છે, એટલે ઓર બહાર કાઢી નાંખવાથી સઘળી બલા જતી રહે છે.

લક્ષ્મી—તમને એક મુખ્ય વાત કહું તે માનજો. જ્યાં એમ જોવામાં આવે કે લોહી પડી પડીને પ્રસૂતા મરણ તોલ થઇ ગઇ છે, લોહી પડતું બંધ કર્યા શિવાય પ્રસૂતાને બચાવવાનો બીજો કોઇ ઉપાયજ નથી, ત્યાં કાંઇ પણ આડો અવળો વિચાર ન કરતાં અને જરા પણ વાર ન લગાડતાં ઓર બહાર કાઢીને ફેંકી દેવી. ઓર બહાર કાઢીને ફેંકી દીધા પછી બાળકને બહાર કાઢવું. બાળક તો [illegible] નીકળેજ નહિ, તે તો સમજો છો ના?

વખત—હા, એ તો ઉઘાડુંજ છે, [illegible] હોય છે, તે ઓરજ આગળથીજ બહાર [illegible] બાળક તો બચેજ કેમ કરીને?

લક્ષ્મી—ઓર પહેલાં આવી હોય [illegible] બીજો ઉપાય પણ છે.

વખત—કયો ઉપાય?

વખત—ઓર પહેલા આવી હોય ત્યારે પ્રસૂતાને બચાવવાના બધા મળીને કેટલા ઉપાય થયા ?

લક્ષ્મી—હુ ફરી સમજાવુ તમે ગણો

વખત—મને એક વાર મારી મેળે મજારી જવા ઘો બધા મળીને ચાર ઉપાય કહ્યા, નહિ ?

લક્ષ્મી—હા, મે ચાર બતાવ્યા છે ખરા. ઠીક, પણ તે ચાર કયા કયા, તે ગણી બતાવો જોઉ !

વખત—( ૧ ) પહેલો અને મહેલો ઉપાય એ કે પ્રસવના દ્વારમા લુગડાના કકડાના ડુચા દઇને લોહી પડતુ બધ કરવુ. (૨) બીજો ઉપાય એ કે બાળક ફેરવી દઇને પ્રસૂતાને પ્રસવ કરાવવો. (૩) ત્રીજો ઉપાય એ કે બાળક અવતર્યા પહેલા ઓર તાણીને બહાર કાઢવી (૪) અને એક ઉપાય એ કે પાણીની કોથળીને કોડીને પાણી બહાર કાઢી નાખવુ. આ ચાર ઉપાય તમે બતાવ્યા છે

લક્ષ્મી—વાહ ! બહુ સારી રીતે બધુ યાદ રાખ્યુ છે ધ્યાન આપ્યા સિવાય કાઈ પણ બાબત શીખાય ?

વખત—કયે વખતે કયો ઉપાય કરવો, તે કહો તો બતાવુ.

લક્ષ્મી—ચાલો ત્યારે એ વાત હજ તમને પુછી જોઉ !

વખત—ભલે, બહુ સારૂ, પૂછો

લક્ષ્મી—પ્રસવના દ્વારમા લુગડાના કકડાના ડુચા દઇને લોહી બધ કરવુ એ કયે વખતે ?

વખત—છઠ્ઠે મહીને કે સાતમે મહિને પ્રસૂતાને લોહી પડવા માડે અને પછી પણ વારે વારે થોડુ થોડુ લોહી પડયા કરે, તો પ્રસવના દ્વારમા લુગડાના કકડાના ડુચા દઇને લોહી બધ કરવુ જોઇએ.

લક્ષ્મી—ઠીક. બરાબર કહો છો. ઓર આગળ આવેલી હોય તો બાળકને ફેરવીને પ્રસવ કરાવવો, એમ મે તમને કહેલુ છે, તે કયે વખતે ?

વખત—પૂરે મહિને લોહી પડવાની શરૂઆત થાય, તો હુવા દઈને લોહી બંધ રાખવાની જરૂર નહિ. એમ કરવું યોગ્ય પણ નથી, કારણ કે તે વખત ચતુરાઈ વાપરી પ્રસૂતાને પ્રસવ કરાવવાથી બાળક અને પ્રસૂતા બનેને બચાવી શકાય. માટે એવે વખતે બાળકને ફેરવીને પ્રસૂતાને પ્રસવ કરાવવો જોઈએ, પણ બાળક ફેરવી દીધા છતાં પ્રસૂતા પ્રસવ કરી ન શકે તો પ્રસૂતા ને બાળક બને માર્યા જાય, ત્યારે તમારા સવાલનો જવાબ એ છે કે પૂરે મહિને કમળનું મો ખુલવાથી બહુ લોહી પડવા છતાં પણ પ્રસૂતા બહુ નબળી પડી ગઈન હોય, અને થોડું થોડું લોહી પડ્યા કરતું હોય, તો બાળકને ફેરવીને પ્રસૂતાને પ્રસવ કરાવવો.

લક્ષ્મી—ઓર આગળ આવી હોય તો પૂરે મહિને બાળક ફેરવી દઈને પ્રસૂતાને પ્રસવ કરાવવો એ મહેલું છે કે કઠણ છે?

વખત—કઠણ કેમ કરીને? તમેજ કહ્યું નહોતુ કે લોહી પડવાથી કમળનુ મો મહેજે ઉઘાડું થઈ જાય છે. અને કમળનુ સંકોચન પણ બહુ થતુ નથી. તેથી એ અવસ્થામા બાળક ફેરવી દેવુ એ કઠણ નથી પણ સહેલુ છે. કેમ, આ વાત તમે મને નહોતી કહી?

લક્ષ્મી—હા. એ વાત મે તમને કહેલી હતી તમે બધુ બરાબર યાદ રાખ્યુ છે કે નહિ, તે જાણવા માટેજ આ પૂછ્યુ હતુ. ઠીક. બાળક જન્મ્યા પહેલા ઓર ખેંચીને બહાર કયે વખતે કાઢવી?

વખત—જ્યાં લોહી પડી પડીને પ્રસૂતા ઘણી જ નબળી પડી ગઈ હોય, અને વધારે લોહી પડવાથી મરી જવાની બીક હોય, ત્યા બીજો કોઇપણ વિચાર કર્યા વિના સૌથી પહેલાં હાથ નાંખીને ઓર બહાર કાઢી નાંખવી. ઓર બહાર નીકળી એટલે બધું બંધ થઈ. કારણ કે ઓરજ લોહી પડવાનુ મૂળ છે. કેમ, એમજ કે નહિં?

લક્ષ્મી—હા, એમજ, તમારામાં કાંઇ ભૂલ પડે એમ છે?

વખત—પ્રસૂતિને પ્રસવ થયા પછી સુવાવડના ઓરડામા જે ગો-ઠવણુ કરવામા આવે છે, તેજ આમા પણ કરવી જોઇએ કે નહિં?

લક્ષ્મી—હા, એમજ કરવુ જોઇએ. પ્રસૂતિને ખુબ સાવધાન રાખવી જોઇએ. દશ પદર દિવસ સુધી તેને પથારીમાંથી બીલકુલ ઉઠ-વાજ દેવી નહિ. પ્રસવ થયા પછી બાળકને અને પ્રસૂતાને કેવી રીતે રાખવા તે તો મોતીને ભાણીયો આવ્યો ત્યારે મે તમને સારી રીતે કહીને અને કરીને બતાવેલ છે. તે બધુ બરાબર યાદ છે કે નહિ?

વખત—હા, તે બધુ બરાબર યાદ છે. હવે એ ફરીને કહેવું પડશે નહિ; એકની એક વાત શું વારેવારે કહેવી પડે?

## પ્રકરણ ૫ મું.

### પ્રસવ પછી લોહી પડે છે તેનો અટકાવ કરવા વિષે.

વખત—હેં બેન! પ્રસવ પછી લોહી પડે, તે સારૂં?

લક્ષ્મી—લોહી પડે એ તે વળી સારૂં હોય? લોહી પડવાથી પ્ર-સૂતા ઘણી જ નબળી થઇ જાય છે. આપણી દાઇયણો સારી રીતે પ્રસવ કરાવી જાણતી નથી, તેથીજ પ્રસૂતાઓને આટલું બધુ લોહી પડે છે, નહિંતો લોહી પડવાની વાતજ ન હોય, તોપણ પ્રસવ થયા પછી થોડુંક લોહી પડે તેમાં કશી અડચણ નથી. અને તેને માટે કાંઈ ઉપાય લેવાની પણ જરૂર નથી. પણ પ્રસવ પછી બધી પ્રસૂતા-ઓને લોહી પડવાની બીક છે. જો પ્રસૂતાને બરાબર નિયમ પ્રમાણે રાખવામાં આવી ન હોય તો જરૂર લોહી પડે જ.

વખત—ત્યારે લોહી ન પડે તેનો કાંઇક ઉપાય બતાવી દોને, બેન!

લક્ષ્મી—કહું, સાંભળો. આ પહેલાંજ* તમને કહી ગઇ છું કે બાળકનુ માથું બહાર આવ્યાં પછી કાંધ બહાર આવતી હોય ત્યારે પ્રસૂતાના પેટ ઉપર હાથ દઇને પેટ દાબી રાખવું. ત્યાર પછી જ્યાં સુધી ઓર ન પડે ત્યાં સુધી હાથની મુઠીમાં કમળને મજબુત રીતે પકડી રાખવું, ત્યાર પછી પેટ ઉપર લુગડાંનો મજબુત પાટો ખુબ તાણીને બાંધી દેવો. કેમ, આ બધું યાદ છે કે?

વખત—એ તે યાદ ન હોય એમ કેમ બને? એ તે કેમ ભૂલી જવાય? જો ભૂલીજ જવું હોય તો આટલી મહેનત કરીને શીખવાની જરૂર શી?

લક્ષ્મી—બાળક અવતર્યા પછી પ્રસુતિના પેટ ઉપર હાથ દેવાથી જો કમળ સારી પેઠે સંકોચાયું નથી. એમ માલમ પડે તો, આશરે દસ રતી અર્ગટ ઓફ રાઇનો ભૂકો પાશેર પાણીમાં નાખીને પ્રસુતાને પાઇ દેવો. પેટને હાથથી જેમ પકડી રાખ્યું હોય તેમજ પકડી રાખવું.

વખત—એથી શો ફાયદો?

લક્ષ્મી—કમળ તરતજ સંકોચાઇ જાય. કમળ સંકોચાયું એટલે લોહી પડવાની બીક ગઈ. વળી ઓર પણ ઉનાવળથી પડી જાય. આ બધી વાત તો તમને આગળ પણ કહેલી છે. (પહેલો ભાગ, પ્રસવની બીજી અવસ્થાનું પ્રકરણ જોવું.)

વખત—હા. હા. એ બધી વાત કહેલી છે ખરી. માત્ર એકલાં અર્ગટનીજ નહિં પણ ઇપેકાની વાત પણ કહેલી છે. અર્ગટ અને ઈપેકા દુનીયાં ઉપર છે ત્યાં સુધી લોહી પડવાની બીક રાખવી જ શા માટે?

લક્ષ્મી—તો પછી બીજું શું? આની પહેલાં એ સઘળી વાત કહી ગઇ છું. તે બરાબર યાદ રાખવી (પહેલો ભાગ જુઓ)

---

*ધાત્રી શિક્ષાના પહેલા ભાગના "પ્રસવની બીજી અવસ્થા" નામના પ્રકરણમાં આ સંબધે જ્યાં વિસ્તારથી કહેવામાં આવ્યું છે, ત્યાં જોવું.

# પ્રકરણ ૬ ઠું.

## જોડલું હોય તો પ્રસવ શી રીતે કરાવવો?

વખત—હેં બેન! જો પ્રસૂતાને બાળકનું જોડલું હોય તેને શી રીતે પ્રસવ કરાવાય?

લક્ષ્મી—કેમ! એ શું અઘરૂં છે? પહેલાં તો પ્રસૂતાના પેટમાં બે બાળક છે કે નહિં, તે સારી રીતે નક્કી કરવું. ત્યાર પછીજ તેની વ્યવસ્થા તો થાય ના!

વખત—હા, એ તો એટલું જ નક્કી કરવું જોઇએ. ઠીક; પ્રસૂતાના પેટમા બે બાળક છે કે નહિં, તે જાણવાનો ઉપાય શો?

લક્ષ્મી—પ્રસૂતાને પ્રસવ થઈ જાય કે તરતજ તેના પેટ ઉપર હાથ દઇને જોવું. હાથ દેવાથી પેટ ખાલી થયું નથી એમ જણાય, અને પેટમાં બાળક હોવાનો શક આવે એવડું પેટ મોટું હોય, તો પેટમાં એક બીજું બાળક છે, એવું અનુમાન થાય. આ ઉપરાંત પેટમાં હાથ નાખી જોવાથી બાળકના અવયવો સ્પષ્ટ જણાય.

વખત—પેટમાં એક બીજું બાળક છે એમ જણાય તો શું કરવું?

લક્ષ્મી—અરધોએક કલાક ચૂપ થઇને પ્રસૂતાની પાસે બેશી રહેવું.

વખત—એમ ચૂપ થઇને શા માટે બેસી રહેવું?

લક્ષ્મી—અરધાએક કલાકમાં બીજું બાળક પોતાની મેળે જન્મે છે કે નહિં તે જોવા માટે.

વખત—પહેલું બાળક જન્મ્યા પછી અરધાક કલાક પછી બીજું બાળક પોતાની મેળેજ જન્મે છે?

લક્ષ્મી—હા, ઘણું કરીને જન્મે છે ખરૂં. પહેલું બાળક અવતર્યાં પછી અરધાક કલાકમાં વેણ આવે, અને તે વેણથીજ બીજું બાળક અવતરે.

વખત—ઠીક, પણ અરધોક કલાક રાહ જોયા છતાં બીજું બાળક અવતરવાનાં કાંઈ પણ ચિન્હ ન જણાય તો શું કરવું?

લક્ષ્મી—તો પછી જરા પણ વાર ન લગાડતાં તરતજ પ્રસવ કરાવવાની મહેનત કરવી. કારણ કે ઘણીવાર વાટ જોયાં કરીએ તો લોહી પડવા માંડે અને પેટમાંનું બાળક મરી જાય. એથી પણ વધારે વાર લગાડવામાં આવે તો, પહેલું બાળક જન્મતી વખતે કમળનું મોં, પ્રસવનું દ્વાર, વગેરે ઉઘડેલાં હોય, તે તેમનાં તેમ રહે નહિં. ધીમે ધીમે સાંકડાં થતાં જાય. તેથી બીજું બાળક અવતરતાં પ્રસૂતા દુઃખ પામે. બાળકનું માથું પહેલું ન આવતાં બીજું કોઇ અંગ પહેલું આવે તો પ્રસૂતાનો દુઃખનો પારજ રહે નહિ.

વખત—બીજાં બાળકનો પ્રસવ શી રીતે કરાવવો તે હવે સમજાવો.

લક્ષ્મી—પહેલું બાળક જન્મે કે તરતજ કપડાંથી પ્રસૂતાનું પેટ સારી પેઠે તાણીને બાંધવું. ત્યાર પછી અરધોક કલાક ગયા પછી એમ જણાય કે પરપોટો ફુટયો નથી તો નખ મારીને પાણીની કોથળી ફોડી નાંખવી. આમ કરવાથી તરત વેણ આવે અને વેણ આવે કે બાળક જન્મે.

વખત—આમ કરવા છતાં પણ જો બાળક ન અવતરે તો પછી શું કરવું?

લક્ષ્મી—બીજો અરધો કલાક રાહ જોવી. જો એટલા વખતમાં બાળક જન્મે તો બહુ સારૂં. નહિ તો કમળના મોંમાં હાથ નાંખીને બાળકનો પગ પકડીને નીચે નમાવી દેવું.

વખત—બાળક ફેરવી દેતાં જેવી રીતે પગ પકડીને નમાવી દઇએ છીએ, તેવી જ રીતે આમાં પણ કરવું?

લક્ષ્મી—હા, બરાબર તેમજ કરવું. બીજા બાળકનો પગ પકડીને નીચે નમાવવામાં કાંઇ પણ મુસ્કેલી નથી.

વખત—કેમ?

લક્ષ્મી—બીજા બાળકના પગ ઘણુંકરીને પહેલા જ આવે છે. તેથી બાળકને ફેરવી દઇને પ્રસવ કરાવવો પડતો નથી. બાળક ફેરવી દેવું એજ જરાક કઠણ કામ છે, નહિ?

વખત—હા, કાંઈક કઠણ તો ખરૂંજ. ઠીક. બીજા બાળકના પગ પહેલા આવે ત્યારે પ્રસૂતાને પ્રસવ કરતાં કાંઇ દુ:ખ તો થતું નથી ના?

લક્ષ્મી—ના, તેને કાંઈ પણ દુઃખ થતું નથી; ઉલટુ પગ કે નિતંબ પહેલા આવે તો બહુ ઉતાવળથી પ્રસવ કરી શકે છે. અને પરમેશ્વરની કેટલી બધી મહેરબાની છે કે, બીજા બાળકના પગજ ઘણું કરીને પહેલા આવે છે.

વખત—પગ પહેલા આવે ત્યારે શી રીતે પ્રસવ કરાવવો, તે તમે મને આગળ કહી ગયાં છો. પગ પહેલા આવે ત્યારે જેની રીતે પ્રસવ કરાવી છીએ તેવીજ રીતે આમાં પ્રસવ કરાવવો કે નહીં?

લક્ષ્મી—હા, બરાબર તેજ રીતે, કારણ કે આમાં પણ પગ જ પહેલા આવે છે.

વખત—પ્રસવ થતાં વાર લાગે તો બીજાું બાળક મરી જવાનો સંભવ ખરો કે નહિ?

લક્ષ્મી—અરે મા! મરી જવાનો ઘણો સંભવ છે. એ ત્રણ કલાકથી વધારે વાર લાગે તો ઘણું કરીને બાળક મરીજ જાય છે. તેથી એટલા વખતની અંદર ગમે તે ઉપાય કરીને પણ પ્રસૂતાને પ્રસવ કરાવવાની જરૂર છે. નહિ તો બાળક મરી જાય. બીજા બાળકનો પ્રસવ કરાવતાં કાંઈ ઢીલ કરવી યોગ્ય છે કે નહિં, તેનો એક નિયમ તમને કહી દઉં તે સાંભળો.

વખત—ઠીક વાત કહો છો. એવો કાંઇક નિયમ જાણી રાખ્યો હોય તો સારૂ.

લક્ષ્મી—જો પહેલુ બાળક સહેજે અવતર્યું હોય, અને પ્રસૂતાને કાંઈ દુઃખ ન થયું હોય તો બીજું બાળક પણ સહેજે અવતરે, એ એક મુખ્ય નિયમ જાણી રાખવો. આ અવસ્થામાં બેએક કલાક લગી રાહ જોવી. જો પહેલું બાળક સહેજે અવતર્યું ન હોય, તો બીજું બાળક પણ સહેજે અવતરવાનુ નહિં. તેથી આવે વખતે વાર લગાડવાથી કાંઈ ફાયદો નથી; માત્ર નુકસાનજ થાય છે. બીજું બાળક અવતરતાં પગ કે માથા સિવાય બીજું કોઈ અંગ જો પહેલું આવે તેમ હોય તો વાર લગાડવી નહિં. વળી પહેલુ બાળક અવતરતાં પ્રસૂતાને લોહી પડયું હોય, કે કંપ થયો હોય, તો બીજાં બાળકનો પ્રસવ કરાવતાં વાર લગાડવી નહિં.

વખત—ત્યાર પછી શું કરવું ?

લક્ષ્મી—જોડલાંના બીજા બાળકને પ્રસવ કરાવવા માટે કોઇ ખાસ નિયમની જરૂર નથી. એક બાળક આવતાં પ્રસૂતાને જે રીતે પ્રસવ કરાવીએ છીએ, તેજ રીતે બીજાં બાળકનો પ્રસવ પણ કરાવવો એમાં કાંઈ બીજો ફેરફાર કરવાનો નથી. પહેલુ માથું આવે કે હાથ આવે તો એક બાળકના એ અવયવો આવતાં જેમ કરવાનુ કહેલુ છે તેમજ બીજું બાળક આવતાં પણ કરવું. માથુ, હાથ, પગ કે નાળ પહેલાં આવે તો પ્રસૂતાને શી રીતે પ્રસવ કરાવવો, તે તમને આગળ કહેલુ છે. તે બરાબર યાદ છે કે નહિં ?

વખત—હા, તે તો બરાબર યાદ છે.

લક્ષ્મી—તો પછી બીજું શું? તે પ્રમાણે કરવું.

વખત—ઠીક. સમજી ગઇ, હવે વધારે કહેવું નહિ પડે. ઠીક. બીજું બાળક બહુજ ઉતાવળથી જન્મે કે નહિં ?

લક્ષ્મી—હા, બીજું બાળક ઉતાવળથી જન્મે. આગળ એક

બાળક જન્મ્યું હોય, તેથી કમળનુ મોં, પ્રસવનુ દ્વાર, વગેરે ઉઘાડાં હોય, તેથી બીજું બાળક બહુજ ઉતાવળથી જન્મે અને પ્રસૂતાને કાંઈ દુઃખ પણ ખમવુ ન પડે.

વખત—ઠીક. પહેલુ બાળક અવતર્યા પછી તરત જ જો બીજું બાળક અવતરે તો પ્રસૂતાને બહુજ સારૂ થઇ જાય, નહિં?

લક્ષ્મી—વિસામો ખાધા વિના ઉપરા ઉપર બાળકને જન્મ આપવાથી શું પ્રસૂતા જીવતી રહે, એમ ધારો છો? એકદમ મુડદા જેવીજ થઈ જાય. ઉપરાઉપર આવા ધક્કા ખમી શકે? તેથી પહેલુ બાળક અવતર્યા પછી થોડાક વખત પછીજ બીજું બાળક અવતરે તે સારૂં.

વખત—અરરર!!! ત્યારે હું તો એથી ઉલટુંજ સમજતી હતી. ઠીક, પણ દૈવજોગે એ બાળક ઉપરાઉપર તરતાતરત અવતરે તો શું કરવું?

લક્ષ્મી—પ્રસૂતાને બચવાનો ઉપાય કરવો. થોડો થોડો બ્રાંડી અથવા દ્રાક્ષાસવ ઠંડા પાણીમાં આપવો અને થોડીકવાર લગી પ્રસૂતાને ઓશીકે કાંઇક સુકી માથુ ઉચુ રાખવુ. અને તેને ઉંઘવા દેવી નહિં.

વખત-દ્રાક્ષાસવ કેટલો આપવો, અને કેટલા વખતને આંતરે આપવો?

લક્ષ્મી—એક ચમચો દ્રાક્ષાસવ પાશેર ઠંડા પાણીમાં નાખીને આપવો અને તે બબ્બે કલાકને અંતરે આપવો. આ ઓસડ પ્રસૂતાની સ્થીતિનો વિચાર કરીને આપવું, તે ઉપરાત વચે વચે ઠંડુ દુધ પણ આપવું.

વખત—ઠીક. પહેલા બાળકની ઓર પડવાનુ કેમ થાય?

લક્ષ્મી—કેમ? તે તો પોતાની મેળે પડે.

વખત—ઠીક, પણ જો ઓર પોતાની મેળે ન પડે તો શું કરવું!

લક્ષ્મી—જો ઓર પોતાની મેળે ન પડે તો, કશી પણ દોડાદોડ ન કરતાં બીજું બાળક અવતરતાં સુધી ઓર પડવાની રાહ જોવી.

વખત—કેમ? એટલીવાર રાહ જોવાનું કારણ શું?

તેવો ઉપાય ધ્યાન દઇને કરવો. એ વાત બધાંએ બહુજ ધ્યાનમાં રાખવા જેવી છે.

વખત—ઠીક. આ સ્થિતિમાં કમળ સંકોચવાની ઘણી જરૂર છે, તેથી બીજું બાળક અવતરે કે તરતજ પ્રસૂતાને અર્ગટ ઓર રાઈ ખવરાવી દેવું, એ બહુ સારૂં.

લક્ષ્મી—હા. બહુજ સારૂ. અને અમે એમ ખવરાવીએ પણ છીએ. પંદર રતિ અર્ગટ ઓર રાઇનો ભૂકો પાશેર પાણીમાં એકવાર આપી દેવો. એથી બે રીતનો ઘણો મારો ફાયદો થાય છે; એક તો ઓર ઝટ પડી જાય અને બીજો કમળ સંકોચવાથી લોહી પણ પડે નહિં.

વખત—એ તો બહુજ સારૂં.

લક્ષ્મી—તમને એક મુખ્ય વાત કહી દઉં. પ્રસૂતાને એકથી વધારે બાળક ઉપરાઉપર અવતરે તો, છેલ્લું બાળક અવતરે કે તરતજ અર્ગટ ઓર રાઇ ખવરાવી દેવું. એમાં કાંઇપણ વિચારજ કરવો નહિં. તેમ એ ભૂલવું પણ નહિં. તે ઉપરાંત તમને આગળ પણ કહી ગઈ છું કે જે પ્રસૂતાને લોહી પડવાનો શંક હોય, અથવા આગળ કોઇ પણ પ્રસવ વખતે લોહી પડ્યું હોય, તે પ્રસૂતાને બાળકનુ માથું બહાર આવે કે તરતજ ઉપર કહેલું છે તેટલું અરગટ ઓર રાઇ ખવરાવી દેવું. કેમ એ બધું યાદ છે કે નહિ ?

વખત—હા, બધુયે યાદ છે. એ ભૂલી જઇશ તો બીજું શું યાદ રાખીશ ? બહુ સારૂં. હવે બીજું કહેવાનુ હોય તે કહો.

લક્ષ્મી—એ બાળક અવતરે ત્યારે પ્રસૂતા ઘણીજ નબળી પડી જાય છે. તેથી તેની વધારે ચાકરી બરદાસ કરવાની જરૂર પડે છે. થોડા થોડા વખતને અંતરે તેને ઠંડા પાણીમાં દ્રાક્ષાસવ આપ્યા કરવો જોઇએ. પ્રસવ પછી દોઢ બે કલાકમાં તેને ઉંઘ આવવાની બહુ જરૂર

છે સુવાવડના ઓરડાની ગરમડ મટયા પછી જો પ્રસુતા પોતાની મે-જેજ ઉઘી જાય તો તો બહુજ સારૂ નહિતો નવટાંક ટાઢા પાણીમાં ૧૫ ટીપા અફીણનો અરક તેને પાઇ દેવો આ ઓસડ આપવાથી સારી ઉંઘ આવી જશે અને બધુ દુખ મટી જશે ઉંઘ લીધાપછી પ્રસુતા તાજી થઇ ઉઠશે

વખત—ઠીક. આગળ તમે કહી ગયાં કે "પ્રસુતાને એકથી વધારે બાળક ઉપરાઉપર અવતરે તો" એનો અર્થ એવો થાય કે એથી પણ વધારે બાળક અવતરી શકે. તો શું ઉપરાઉપર ત્રણ બાળક પણ અવતરે ખરા કે ?

લક્ષ્મી—ત્રણ નહિ પણ વખતે ચાર બાળક પણ ઉપરાઉપર અવતરે છે.

વખત—અરે મા! એવે વખતે શું થાય? ઉપરાઉપર ચાર બાળક અવતરે તો પ્રસુતા જીવે ખરી કે?

લક્ષ્મી—હા, કેમ ન જીવે! પણ આમ તો કયારેકજ થાય છે. ઘણા બનાવ આવા બનતા નથી હજારે એક પણ બનાવ આવો બને કે નહિ તે શકવાળી વાત છે

વખત—કોઇજ બને, પણ બને ખરો. ત્યારે આવો બનાવ બને તો પ્રસુતાને શી રીતે પ્રસવ કરાવવો?

લક્ષ્મી—કેમ? બે બાળક પ્રસવ કરાવવાના જે જે નિયમ કહ્યા તેજ નિયમે આમા પણ એકેએકે બાળકનો પ્રસવ કરાવવો, સમજ્યા કે નહિ?

વખત—હા, સારી રીતે સમજી ગઇ. હવે વધારે કહેવાની જરૂર નહિ પડે.

લક્ષ્મી—ઉપરાઉપર ચાર બાળક અવતરવાની વાત સાંભળીને તમે તો સ્તબ્ધજ થઇ ગયા! કોઇ કોઇ પ્રસુતા તો બે બાળકમાના એ-

કને પહેલા જન્મ આપે, અને એક આખો દીવસ ગયા પછીજ બીજા બાળકને જન્મ આપે

વખત—શુ કહો છો ? એ તો તદ્દન નઠારૂ

લક્ષ્મી—એમા નઠારૂ શુ ? વાર થાય તેમા શુ ? બે કલાકની પણ વાર લાગે અને દસ કલાકની પણ વાર લાગે પણ ઘણુ કરીને તો બીજુ બાળક અરધા કલાકની અંદરજ અવતરે ઇશ્વરની કેટલી બધી કૃપા છે કે, આવા બનાવોમા પણ ઘણુ કરીને વાંકુ વસમુ ન થતા બધુજ સારૂ થઈ જાય

વખત—એ તો ખરૂ, સારે એના પ્રસંગો આવે તોપણ બીજુ નહિ.

લક્ષ્મી—વળી મે એવુ પણ સાભળેલુ છે કે, કેટલીક પ્રસૂતાએ તો ચૌદ દિવસે, અને એકવીસ દીવસે પણ બીજા બાળકને જન્મ આપ્યો છે એક પ્રસૂતાની મે એવી વાત સાભળી છે કે તેણે એક દિવસ બે બાળકને જન્મ આપ્યો અને બે દિવસ પછી બીજા બે બાળકને જન્મ આપ્યો.

વખત—એવી એવી બધી વાતો જવાદો એવા બનાવો ગણતરીમા લેવાય નહિ કોઈ પ્રસૂતાને આમ થયુ છે કે નહિ તે પણ ઘણા તો જાણતા નહિ હોય.

લક્ષ્મી—તમે જે કહો છો તે ખરૂ છે, પણ મારે તો બધી વાત કહી દેવી જોઇએ કારણ કે કદાચ કોઇ વખતે આ પ્રસવની વાત તમારે કાને આવે તો, પછી એમ કહો કે દાઇયણે તો આ બધુ મને કહેલુ નહોતું, કેમ એ ખરૂ કે નહિ ?

વખત—હા એ ખરૂ. જાણી રાખવામા શો દોષ ? પ્રસૂતાઓ તો આ બધુ સાભળીને બીહેજ, એમ હુ તો કહુ છુ

લક્ષ્મી—પ્રસૂતાઓ બીકે શા માટે? ઉલટું આ બધું સાભળીને તો પ્રસૂતાએ હિંમતવાન થવું જોઇએ, કેમકે જો કોઇ પ્રસૂતાના માઠા ભાગ્યે આમ થાય તો પણ તેના જીવની જરી ફીકર કરવાની નથી કેમ, આ બધું જાણી રાખવું મારું કે નહિ?

વખત—મારું નહિ કેમ? આ બધી વાત મને કરી દેખાડી તે બહુજ સારૂં કર્યું ઠીક તમને એક બીજી વાત પણ પૂછી જોઉં એ બાળકના અંગ કદી એક સાથે બહાર આવે તો પ્રસૂતાને શી રીતે પ્રસવ કરાવવો? એમ પણ કોઇક વખત ન બની આવે?

લક્ષ્મી—હા એમ પણ બની આવે એ. બાળકનું માથું અને એક બાળકનો પગ એક સાથે પડતા આવે એ બાળકના માથા પ હેલા આવે, મતલબ કે એકનું માથું પહેલું આવે, અને એકનું માથું તેની પાછળજ હોય આવું ઘણીવાર બનતું નથી, કયારેકજ થાય છે તો પણ કોઇ કોઇ પ્રસૂતાને કોઇવાર આમ થાય ખ એવા બઇ જોઇ રાખવા સાભળ્યા છે ખરા

વખત—બહુ સારુ એમ થાય ત્યારે પ્રસૂતાને શી રીતે પ્રસવ કરાવવો?

લક્ષ્મી—સાભળો, કહુ એકનુ માથુ અને એકનો પગ જો એક સાથે આવે તો ધીમે ધીમે પગ ઉપર લઇ જઇને જેનુ માથુ આગળ આવેનુ છે, તેને પહેલું બહાર કાઢવાની મહેનત કરવી વળી આવા બનાવોમા એમ પણ થાય કે પ્રસૂતા પોતાની મેળે પ્રસવ કરી શકે

વખત—જો પ્રસૂતા પોતાની મેળેજ પ્રસવ કરે તો તો પછી જોઇએજ શું? પોતાની મેળેજ પ્રસવ કરે તો વધુ સારૂં પણ પોતાની મેળે પ્રસવ ન કરી શકે તો એકે એકે પ્રસવ કરાવી દેવો એમજ કે નહિ?

લક્ષ્મી—હા. એમજ એમા કાંઇ બહુ વિચારવા જેવું નથી.

વખત—કમળમાં બે બાળક શી રીતે રહે છે, તેનુ ચિત્ર પાડી બતાવો તો સારૂ.

લક્ષ્મી—બહુ સારૂ. જુઓ આ ચિત્ર. ( ૯ મુ ચિત્ર ).

વખત—વાહ ! હવે તો બહુજ સારી રીતે સમજી શકી. આમ રહે છે, માટેજ બીજા બાળકના પગજ પહેલા આવે, નહિ ?

લક્ષ્મી—હા.




## પ્રકરણ ૭ મું.

### અટકાવને લગતી પીડા.

વખત—હે બેન, અટકાવને લગતી જે પીડા છે, તેનું ઓસડ શું ? ઘણી સ્ત્રીઓ એ દરદથી બહુજ દુઃખ પામે છે.

લક્ષ્મી—અટકાવને લગતી પીડાથી માત્ર દુઃખજ થાય છે, એમ નથી. એ દુઃખથી તો બાળક થવું પણ કઠણ છે.

વખત—કઠણ છે, એટલુજ નથી. ઘણું કરીને તો બાળક થતું જ નથી. ઘરડી ડોશીઓ તેનાં ઓસડ વેસડ આપે છે. તેથી કોઇ કોઇને આરામ થતો આપણે જોઇએ છીએ. રોગ મટી ગયા પછી ગર્ભ રહે છે, પણ એવાં ઓસડોથી બહુ ફળ થતું નથી. કારણ કે બધાને તે ઓસડની ખબર હોતી નથી. થોડાંક માણસોજ જાણે છે. તેથી ઘણી સ્ત્રીઓનાં દુઃખ શી રીતે દૂર થાય ? તેથીજ તમને પૂછું છું કે અટકાવને લગતી પીડાનું કોઈ ઓસડ છે કે નહિ ? જો કોઈ

અટેનો ઉપાય હોય તો કહો. તો તમારા એ ઓમમ્થી વણી સ્ત્રીઓ એ રોગથી બચે

લક્ષ્મી—કહુ છુ સાભળો અગ્નાનને લગતી પીડના બે પ્રકારના ઉપાય છે (૧) અગ્કાવ આવે હોય ત્યારે પેડમા દુખ થાય છે, અને શળ આવે છે, તેનો ઉપાય અને (૨) અગ્કાન બધ થયા પછી આ પ્રકારન દુખ ન રહે તેને માટે બીજો ઉપાય છે

વખત—અગ્કાવને વખતે જે દુખાવા થાય છે, અને શળ આવે છે, તેનો ઉપાય શો ?

લક્ષ્મી—દસ પદર ટીપા અફીણનો અરક ( Tincture Opium ) નવગાક ઠડા પાણીમા આપી દેવો આ નમાણે ચાર પાચ વાર કરવાથી દુખાવો અને શળ ઓછા થઈ જાય છે

વખત—જે અફીણના અરકની વાત તમે કહી ગયા છો, તેજ અફીણનો અરક આપવાની વાત કરો છો કે નહિ ?

લક્ષ્મી—હા, તેજ અરકની વાત કરુ છુ એ શિવાય આશરે ચાર રતિ કપુરમા થોડો મેદો ( વડનો મેદો નાખી ) પાણીમા તેની ગોળી બનાવવી આ ગોળી નવમા વચમા આપવાથી ઘણો ફાયદો થાય છે જ્યા લગી દુખાવો અને શળ મટી ન જાય ત્યા લગી નવ મા વચમા એ ગોળી પણ ખવરાવ્યા કરવી

વખત—ઠીક અગ્નાવને વખતે મારી પેઠે (જોઈએ તેટલુ) લોહી આવતુ નથી, તેનો શો ઉપાય કરવો ?

લક્ષ્મી—એટલુ પણ તમે જાણતા નથી ? દુખાવો ઓછો થાય એટલે એની મેળેજ સારી રીતે લોહી આવવા માડે જેને અગ્મનને લગતી પીડ હોય છે, તેનેજ ઘણુ કરીને સારી રીતે લોહી આવતુ નથી જ્યા સુધી સારી રીતે લોહી આવે નહિ, ત્યા સુધી દુખાવો પણ,

બહુ થાય, અને શળ પણ બહુ આવે. સારી પેઠે લોહી આવે ત્યારેજ દુખાવો અને શળ નરમ પડે. આ પ્રમાણે ત્રણ દિવસને બદલે ચાર દિવસ, ચાર દિવસને બદલે પાચ દિવસ, અને પાચ દિવસને બદલે છ દિવસ સ્ત્રીઓ દુ:ખ પામે છે.

વખત—તેથીજ પૂછું છું કે સારી રીતે લોહી આવે એવો કોઈ ઉપાય છે કે નહિ?

લક્ષ્મી—ઉપાય નથી એમ તો નજ કહેવાય. જેને અટકાવને લગતી પીડા હોય તેને અટકાવ આવવા પહેલા બે દિવસથી હમેશાં એક વાર સવારે અને એક વાર સાંજે ગરમ પાણીના ટબમાં બેસાડવી.

વખત—ગરમ પાણીના ટબમાં શી રીતે બેસારવી?

લક્ષ્મી—ખમી શકાય તેવું પાચ છ લોટા ગરમ પાણી એક પહોળા ટબામા કે કડાયામાં નાંખી, તેમા તે દરદીને કેડ સુધીનો ભાગ ડુબે તેવી રીતે થોડીક વાર બેસારવી. આમ કરવાથી તેને ગરમ પાણીના ટબમા બેસાડી કહેવાય.

વખત—આમ કરવાથી શો ફાયદો થાય?

લક્ષ્મી—ગરમ પાણીના ટબમા બેસારવાથી દુખાવો અને શળ મટી જાય અને સારી રીતે લોહી આવે.

વખત—ખરૂ કહો છો? આવા સાદા ઉપાયથી આટલો બધો ફાયદો થાય છે? ઠીક, પણ દરેક વખતે કેટલા વખત સુધી ગરમ પાણીમા બેસારવી.

લક્ષ્મી—બહુ વાર બેસવાની જરૂર નથી. અર્ધોએક કલાક બેસે એટલે બસ

વખત—આ પ્રમાણે ઉપરાઉપર કેટલા દિવસ સુધી કરવું જોઇયે?

લક્ષ્મી—અટકાવ બંધ થાય ત્યાં સુધી આ પ્રમાણે ગરમ પાણીમાં બેસવું જોઇએ. આમ કરવામાં, કાંઇ દુ:ખ નથી, અને કાંઇ

ખરચ પણ નથી. ગરમ પાણીના ટબમાં કેડ સુધીનો ભાગ ડુબે તેમ આશરે અરધો કલાક બેસી રહેવું. ત્યાર પછી ત્યાંથી ઉઠીને તરત સુકું લુગડું પહેરીને, કેડથી તે પગ સુધીનો પગ સુકાં લુગડાંથી અથવા અંગુચાથી (ટુવાલથી) સારી પેઠે લુઈ નાંખવો. ત્યાર પછી પગથી તે માથા લગી એક મોટું લુગડું ઓઢીને છાનામાના સુઇ રહેવું. પીવાય તેટલું ગરમ દુધ વચ્ચે વચ્ચે પીવું. આ નિયમ પ્રમાણે વર્તવાથી લોહી થોડું થોડું આવશે નહિ ( છુટથી આવશે ) અને લોહી આવતાં કાંઇ દુઃખ પણ થશે નહિ.

વખત—દુખાવો અને શળ મટાડવા માટે અફીણનો અરક તો આ ઉપાયની સાથે ને સાથેજ આપ્યા કરવો કે નહિં ?

લક્ષ્મી—એતો હું તમને પહેલાંથીજ કહી ગઇ છુ. તે તો આપવોજ જોઇએ.

વખત—તમે કહ્યું છે તો ખરૂં, તો પણ ફરીને પૂછી લીધું સારૂં. દરદીને ખોરાક શો આપવો ?

લક્ષ્મી—હલકો ખોરાક આપવો. દુધ, ભાત વગેરે. ચોખા સારામાં સારા વાપરવા. ભૂખ લાગે ત્યારેજ ખાવા દેવું. આ વખતે ઝાડાની કબજીયત બહુ નુકસાન કરે છે. માટે કોઠો સાફ રહે તેવો ઉપાય કરવો.

વખત—ન્હાવું ઠંડાં પાણીથી કે ગરમ પાણીથી ?

લક્ષ્મી—ગરમ પાણીથીજ ન્હાવું. ઠંડાં પાણીને તો અડકવું પણ નહિં. પીવાનું પાણી પણ ગરમ હોય તો વધારે સારૂં. અટકાવ દેખાતો બંધ થયા પછી ન્હાવું હોય ત્યારે પણ ખૂબ ગરમ પાણીથી ન્હાવું જોઇએ. ઠંડું પાણી કે ઠંડો વા શરીર પર કોઈ જગ્યાએ લાગવા દેવો નહિં.

વખત—હવે આ તાવને લગતી પીગ મટાડવાનો શો ઉપાય? બીજી વખત આ તાવ આવે ત્યારે પીગ ન થાય, એવો ઉપાય કહી દો

લક્ષ્મી—આ તાવને બે ત્રણ દિવસની વાર હોય ત્યાથી તે આ તાવ બધ થાય ત્યા સુધી દરદીને કેવી રીતે રાખવી, તે તો બરાબર સમજ્યા નહિ?

વખત—હા, તે તો બહુજ સારી રીતે સમજી ગઇ એ હવે ફરીને કહેવુ પડશે નહિ

લક્ષ્મી—બે ત્રણ આ તાવ સુધી દસ્તાનના સમય પર ઉપરાઉપર આગળ બતાવ્યા પ્રમાણે કરવાથી દરદીને આરામ થઈ જશે બીજો કાઇ ઉપાય કરવાની જરૂર પડશે નહિ એ ઉપરાત, આ તાવ બીલકુલ બધ થઈ ગયા પછી આશરે એક રતી હીરા કશી[1] અને આશરે બે રતી મુસબ્બર (એળીયો) મેળવીને તેની ગોળી બનાવવી અને તેમાની એક ગોળી હમેશા સવાર સાજ આપવી

વખત—મુસબ્બર કયા મળે? હીરાકસીની પેઠે બજારમા મળે?

લક્ષ્મી—ગાંધીની દુકાને તજવીજ કરવાથી મુસબ્બર મળી શકશે

વખત—ત્યારે પછી શુ? તે બે ચીજો કેટલી કેટલી લઇને ગોળી બનાવવી, અને એ ગોળીઓ કેમ ખવરાવવી તે તો જાણુ છુ એટલે હવે કાઇ પૂછવાનુ રહેતુ નથી પણ આ ગોળીઓ કેટલા દિવસ સુધી ખવરાવવી

લક્ષ્મી—તેનો કાઇ નિયમ બધાય નહિ ફરી આ તાવ આવે ત્યા સુધી ખાવા કરવાવી એનાથી શો ફાયદો થયો તે જાણી શકાય આ તાવ હોય ત્યારે આ ગોળી આપવાની નથી એ બહુજ ધ્યાનમા

---

1 Sulphate of Iron હીરાકસી સારી રીતે શોધેલી હોવી જોઇએ બ ત મા ગાધીને ત્યા મળે છે તે શુદ્ધ હોય છે અંગ્રેજી દવાઓ વેચનારાઓને ત્યા સલ્ફેટ ઓફ આયર્ન (હીરાકસી) મળે છે તે શુદ્ધ સમજવી

રાખવું આ ગોળી ખાવાથી કાંઈ પણ ફાયદો માલમ પડે તો, રોગ બીલકુલ મટી જાય ત્યા સુધી નિયમ પ્રમાણે ખાધાજ કરવી માન• જેટલા દિવસ અટકાવ દેખાય તેટલા દિવસ આ ગોળી ખવરાવવી નહિ એ બહુજ ધ્યાનમા રાખવુ

વખત—એમ કરવાથી અટકાને લગતી પીડા મટી જાય ?

લક્ષ્મી—હા, અટકાવને લગતી પીડામા આ ઓસડથી ઘણો જ ફાયદો થાય છે અટકાવને બે ત્રણ દિવસ બાકી હોય ત્યારથી હમેશા સવારે અને સાંજે ગરમ પાણીના ટબમા અરધોક કલાક બેસવુ તેમા પણ સાંજે ગરમ પાણીના ટબમા બેસવાથી વધારે લાભ થાય છે અટકાવને લગતી પીડા મટાડવાનો આ મોટામા મોટો ઉપાય છે

વખત—હવે બીજુ પૂછુ બાઈ કંઇ સ્ત્રીઓને અટકાવ વખતે બહુજ લોહી પડવાનો રોગ હોય છે તેનો કંઇ ઉપાય છે કે નહિ ?

લક્ષ્મી—ઉપાય તો હોયજ રોગ માત્રના ઉપાય હોયજ બહુ લોહી પડવાનો રોગ જેવો તેવો ન ગણવો સભાળ ન રાખવામા આવે તો એ રોગ ઘણોજ ખરાબ સમજવો

વખત—હા, એ વાત હું સમજુ છુ એ રોગથી અનેક સ્ત્રીઓ મરી જાય છે અને એ રોગને જો હું જેવો તેવો માનતી હોઉં તો એનો ઉપાય છે કે નહિ, એવા સવાલજ તમને કેમ પૂછુ ?

લક્ષ્મી—લોહી બહુ પડતુ હોય તો પહેલા રોગીની અવસ્થા જોઇને તેનો ઉપાય કરવો.

વખત—રોગીની અવસ્થામા શુ જોવુ ?

લક્ષ્મી—જો રોગી બહુ દુર્બળ હોય, શરીરમા બહુ લોહી ન હોય, આખ અને મો ફીકા થઈ ગયા હોય એમ દેખાય તો તેના આ રોગનો ઉપાય કર્યા પહેલા તેનું શરીર બળવાન કરવુ જોઇએ

વખત—શી રીતે શરીર બળવાન કરવું ?

લક્ષ્મી—કેમ ? સારો ખોરાક આપવો, અને ધાતુમાંથી બનેલું ઓસડ આપવું

વખત—સારો ખોરાક આપવા એટલે શો ખોરાક આપવો ?

લક્ષ્મી—આપણા ગૃહસ્થોના ઘરમાં જે ખોરાક ખવાય છે તે આપવો અને તેની માને એક રતન દૂધ આપવું, એટલે તે સારો ખોરાક કહેવાય એટલે દાળ, ભાત, શાક, ઘી વગેરે આપવું અને તે ઉપરાંત ૪૦ રૂપીઆભાર દૂધ પેટમાં જાય તેમ કરવું રોગ હોય ત્યારે ખોરાકમાં બહુજ સભાળ રાખવાની જરૂર છે ખોરાકમાં સભાળ રાખવામાં ન આવે તો રોગ મટે કેમ ?

વખત—ઠીક ખોરાકની સમજ પડી હવે, ધાતુથી બનેલું ઓસડ એટલે શું ?

લક્ષ્મી—ધાતુથી બનેલું ઓસડ બીજું શું ? [1]હીરાકસી

વખત—હીરાકસી એ શું ધાતુ છે ?

લક્ષ્મી—અરે બેન ! એટલું પણ જાણતા નથી હીરાકસી એ લોઢું છે.

વખત—એકલું લોઢું છે કે તેમાં કોઈ વસ્તુની મેળવણી છે ?

લક્ષ્મી—ના, એકલું લોઢું નથી લોઢું અને ગંધકનો તેજાબ એ બેની હીરાકસીમાં મેળવણી છે

વખત—ખરું કહો છો ? હું તો આ જાણતીજ નહોતી હવે કહો, હીરાકસી શી રીતે અને કેટલી ખવરાવવી ?

લક્ષ્મી—આશરે એક રતિ હીરાકસીનો ભુકો લેવો, અને તેમાં આશરે અરધી રતિ સૂંઠનો ભૂકો મેળવવો તેમાં થોડો બાવળનો ગુંદ અને પાણી નાખી ગોળી બનાવવી આ ગોળી હમેશાં સવાર માત્ર એક ખવરાવવી

---

૧ હીરાકસીને ઠેકાણે લોહભસ્મ પણ વપરાય

વખત—કેટલા દિવસ લગી આ ગોળી ખવરાવવી ?

લક્ષ્મી—ઓછામાં ઓછું ત્રણ અઠવાડીયા. એટલા વખતમા તો આ ગોળીથી સારો ફાયદો જણાયજ ફાયદો છે એમ જણાય તો ઘણા દીવસ ખાવામાં પણ કાંઈ હરકત નથી કારણ કે રોગને જડ મૂળથી મટાડી દેવો એ સારૂ છે.

વખત—જે રોગીનુ શરીર એટલુ બધુ દુબળુ ન હોય, તેને માટે શો ઉપાય કરવો ?

લક્ષ્મી—તે પણ કહુ, ધ્યાન દઇને સાભળો. જો અટકાવ વખતે બહુજ લોહી પડતુ હોય તો, ગાજાનો [1]અરક પાચ ટીપા, અર્ગટ ઓફ રાઇનો ભૂકો ત્રણ રતિ, અને અફીણનો અરક દશ ટીપા એ ત્રણે ઓસડો નનટાક ઠડા પાણીમા નાખી દિવસમા ચાર વખત આપવા. આ ઓસડથી લોહી પડતુ બધ થઇ જશે.

વખત—આ બધા ઓસડ શી રીતે મળે તે મને સમજાતુ નથી. એ બધા ઓસડો સહેજે મેળવી શકાય ? એની કિમત કેટલી બેસે ? જો કિમત ઘણી બેસતી હોય છે તો ગરીબ સ્ત્રીઓ લઈ ન શકે.

લક્ષ્મી—આ બધા ઓસડો અગ્રેજી દવાખાનામા મળે છે વળી એની કિમત પણ ઘણીજ ઓછી બેસે છે. અર્ગટ ઓફ રાઇ દુકાનેથી વેચાતુ લાવી ઘેર ખાડણી દસ્તાથી ખાડી તેનો ભૂકો કરી રાખવામાં આવે તો બહુજ સોઘુ પડે ગાજાના અરકની પણ બહુ કિમત પડતી નથી તે જોઇએ છીએ પણ ઘણો થોડો કેમકે દરેક વારે એના માત્ર પાચજ ટીપા આપવાના હોય છે. અરગટ ઓફ રાઇ તો એક સામટુ વેચાતું લઇને ઘરમા રાખવામા આવે તો ઠીક પડે. જરૂર પડે તેટલો ભૂકો કરી લેવાય અફીણના અરકની વાત તો આગળ કહી ગઈ છુ.

[1] ટીંકચર ઓફ હેમ્પ Tincture of Hemp

વખત—ત્યારે ઠીક, આ બધાં ઓસડો મહેજ મેળવી શકાય તેવા છે. વળી કિંમત પણ એટલી બધી નથી બેસતી કે જેથી સાધારણ માણસ પણ વેચાતા ન લઇ શકે.

લક્ષ્મી—ગાંજાનો અરક અને અરગટ ઑફ રાઈ, એ લોહી પડતું અટકાવવામાં એવાં સરસ ઓસડો છે કે તેનાં જેવાં બીજાં કોઈ જ નથી. એથી તમને ભાર દઇને કહું છુ કે એ બન્ને ઓસડો થોડાં એક વધારે વેચાતા લાવીને ઘરમાં રાખીજ મુકવાં જોઇએ.

વખત—ઘણા દિવસ સુધી એ ઓસડો ઘરમાં પડ્યાં રહે તો બગડી ન જાય ?

લક્ષ્મી—એ ઓસડો તરત બગડી જતાં નથી. તોપણ કોઈ ઓસડ લાંબા દિવસ સુધી બગડ્યા વિના રહેતું નથી. ખરાબ થઈ જાય તો તે ફેંકી દઇને નવાં ઓસડ લાવીને રાખી મુકવાં જોઇએ.

વખત—અટકાવ દેખાતો બંધ થાય એટલે દરદીને કેવા નિયમથી રાખવી ?

લક્ષ્મી—ખોરાક સારો આપવો. થોડી મહેનત પડે એવું હલકું કામ કરવા દેવું. પ્રસવનું દ્વાર, તેની આસપાસનો ભાગ અને કેડ એ બધાને રોજ નિયમ પ્રમાણે ત્રણ ચાર વાર ટાંડા પાણીથી સારી પેઠે ધોવાનુ કહેવું.

વખત—દરદીએ ન્હાવું ખરૂં કે ?

લક્ષ્મી—ન્હાવું એમાં શું પૂછો છો ?

વખત—ટાંડા પાણીથી ન્હાવું કે ગરમ પાણીથી ન્હાવું ?

લક્ષ્મી—ટાંડા પાણીથી ન્હાવું. જે રોગીને બહુ લોહી પડવાનો રોગ હોય તેણે ગરમ પાણીથી ન્હાવું નહિ; વૈદક શાસ્ત્રમાં એવાં દરદીને ગરમ પાણીથી ન્હાવાની મના કરેલી છે. ગરમ પાણીએ ન્હાવાથી તો એ રોગ વધે, ઘટે નહિ.

વખત—લોહી પડવાનો રોગ જે અટકાવને વખને વધી જાય છે, તે મટાડવાનો શું આ એકજ ઉપાય છે?

લક્ષ્મી—હા, આજ મુખ્ય ઉપાય છે, મે જે ઓસડ તમને બતાવ્યુ, તે એ રોગનુ ઘણુંજ સારૂ ઓસડ છે એ ઓસડ ખાવાથી અનેક રોગી તનદુરસ્ત થયેલ છે.

વખત—ત્યારે જે સ્ત્રીઓ બહુજ નબળી પડી ગઇ હોય, અને જેને લોહી પડવાનો રોગ હોય, તેને અટકાવ વખતે આ ઓસડજ આપવુ કે?

લક્ષ્મી—હા, અટકાવ વખતે જો બહુ લોહી પડે તો આ ઓસડજ તેમને ખવરાવવુ અટકાવ બધ થયા પછી આગળ કહેલ છે તે ધાતુનુ બનેલું ઓસડ ખવરાવવુ. અને ખાવા પીવામા પૂરી સભાળ રખાવવી. આ વખતે તમને એક બીજી વાત કહી રાખુ.

વખત—શી વાત કહેવાના છો? કહી નાખો જોઉ!

લક્ષ્મી—લોહી પડવાનો રોગ થવાનુ કાઇ કારણ હશે ખરૂ?

વખત—કારણ તો કાંઈક અવસ્ય હોવુજ જોઇએ

લક્ષ્મી—તે કારણ શુ હશે? તમને કાંઈ સુઝે છે?

વખત—ના, મને તો કાંઈ સુઝતુ નથી, તમેજ કહોને બેન!

લક્ષ્મી—અટકાવ વખતે સ્વામી સહવાસ કરવાથી લોહી પડવાનો રોગ ઉત્પન્ન થાય છે.

વખત—ચૂપ રહો, ચૂપ રહો, શરમની વાત! અટકાવ વખતે તે વળી સ્વામી સહવાસ હોય!

લક્ષ્મી—શરમની વાત ગણી ચૂપ રહેવાથી ચાલે નહિ. અનેક જુવાન સ્ત્રીઓ એ દોષથી આ રોગ ભોગવે છે. એથી એ ઘણોજ ભારે દોષ છે, એમ સમજવુ. તો પછી એ વાત કરવામા શી અડચણ છે?

વખન—ના, એ વાત કરવામાં તો કાંઇ અડચણ નહિ. ઉલટું એ વાત કહી રાખવાથી તો ઘણોજ ફાયદો છે. એથી ઘણી જુવાન સ્ત્રીઓ સંભાળ રાખતાં શીખે.

## પ્રકરણ ૮ મું.

### ગર્ભ લક્ષણ અથવા ગર્ભ રહ્યાનાં ચિન્હો.

વખત—પ્રસુતાના પ્રસવ સંબંધની બધી વાત તમે કહી દીધીના?

લક્ષ્મી—હા, ઘણી ખરી વાત તો કહેવાઇ ગઈ છે, બીજી એક બે વાતો બાકી છે તે હવે કહી દઇશ.

વખત—ત્યારે હવે તે કહી દોને બેન!

લક્ષ્મી—જે જે ચિન્હ જોવાથી ગર્ભ રહેલો છે એમ જાણી શકાય છે તે હવે તમને શીખવવાની મારી મરજી છે.

વખત—ઠીક. બહુ સારી વાત આજે કહેવાની છે. એ જાણવું પણ ઘણુંજ જરૂરનું છે. ગર્ભ રહેવાનાં ચોકસ ચિન્હો ન જાણી શકવાથી ઘણાં માણસો ભૂલ કરે છે. અમારા ગામમાં એક બાઇને ગર્ભ રહ્યો છે એમ ઘણા વખત સુધી સૌ કહેતાં હતાં ત્યાર પછી સાવ જાણી શક્યાં કે તેને ગર્ભ રહેલો નથી.

લક્ષ્મી—ત્યારે જુઓ, આપણી નાતમાં આની થતી ભૂલ એ બહુજ શરમની વાત છે. અમુક સ્ત્રી ગર્ભવંતી થઇ છે એમ ઘણાલોકોને ખબર પડેછે અને તેથી તે પેલોઠી ( પ્રથમજ ગર્ભવાળી ) હોય તો ઘણી ધામધુમ (અઘરણી) કરવામાં આવે છે અને પછી ગર્ભ નથી એમ કહેવામાં આવે એ ઘણી શરમની વાત છે. આ માત્ર શરમની

વાત છે એટલું જ નહિં પણ આવી જાતની ભૂલથી ઘણી સ્ત્રીઓ મરી જાય છે.

વખત—એ વળી શી રીતે?

લક્ષ્મી—એવી સ્ત્રીને કાંઇ રોગ થાય તો તેને ગર્ભ છે એમ સમજીને તેનું રીતસર ઓસડ વેસડ કરવામાં આવતું નથી. રોગ થયો હોય તોપણ ઓસડ વેસડ કરવામાં ન આવે તો તેનાં શરીરને નુકશાન થયા વિના રહેજ નહિં. વળી કેટલીક વાર આવી ભૂલથી તે સ્ત્રીની અને તેનાં કુટુંબની આબરૂને પણ કલંક લાગવાનો વખત આવી જાય છે.

વખત—હા, એ બધું ખરૂં. એવો બનાવ પણ બને ખરો. ત્યારે હવે ગર્ભ રહ્યાનાં જે જે ચિન્હ હોય તે તે મને કહી સંભળાવો. હું તે ધ્યાન દઇને સાંભળું.

લક્ષ્મી—ગર્ભ રહ્યાનાં ચિન્હ ઘણાંય છે. પણ તેમાંના જે જે ચિન્હો જાણવાથી ગર્ભ રહ્યો છે એમ ચોક્સ કહી શકાય તે તે ચિન્હો તમને એકે એકે કહું છું તે સાંભળો.

વખત—હા, તેવાં લક્ષણોજ મને ગણાવો. તેવાં ચિન્હો જાણવાનીજ જરૂરીયાત છે.

લક્ષ્મી—ત્યારે સાંભળો અને એકે એકે તે ગણતાં જાઓ. મુખ્ય લક્ષણ (૧) **અટકાવ બંધ થવો** એ છે. આ મુખ્ય લક્ષણ છે ખરૂં. પણ અટકાવ બંધ થાય એટલાથીજ ગર્ભ રહ્યો છે એમ ચોક્સાઈ કહેવાય નહિં.

છે. આ કારણો ઉપરાંત ગર્ભ રહેવાથી પણ અટકાવ બંધ થાય છે, અને ઘણી વાર ઘણી સ્ત્રીઓને ગર્ભ ન રહ્યા હોય તોપણ બીજાં કારણોથી અટકાવ બંધ થતો જોવામાં આવે છે. વળી કેટલીક સ્ત્રીઓને ગર્ભ રહ્યા પછી પણ અટકાવ આવે છે.

વખત—શું કહો છો? ગર્ભ રહ્યા પછી તે વળી કોઇને અટકાવ આવતો હશે?

લક્ષ્મી—અટકાવ ન આવવાનો સંભવ ખરો. સામાન્ય નિયમ એવો ખરો કે ગર્ભ રહે એટલે અટકાવ બંધ થાય. પણ કેટલીક સ્ત્રીઓને અટકાવ આવે પણ છે.

વખત—હી...કા ગર્ભ રહ્યા પછી જેને અટકાવ આવે તેને શું નિયમ પ્રમાણે પુરા મહિના સુધી અટકાવ આવ્યાજ કરે?

લક્ષ્મી—કોઇ કોઇને પુરા મહિના સુધી અટકાવ નિયમ પ્રમાણે આવ્યા કરે છે. વળી ગર્ભ રહ્યા પછી ત્રણ ચાર કે છ મહિના સુધી કોઇ કોઇને અટકાવ નથી પણ આવતો અને ત્યાર પછી આવે છે, એમ પણ થાય છે.

વખત—શું કહો છો? આ સાંભળીને મને તો નવાઇજ લાગે છે!

લક્ષ્મી—એથી પણ નવાઇની વાત કહું છું તે સાંભળો. ડાકટર સાહેબે મને એકવાર કહ્યું હતું કે તેમના દેશમાં કોઇ એક સગર્ભા સ્ત્રીને મોટી ઉમરની થતાં સુધી મુદ્દલે અટકાવ આવતો નહોતો, તો પણ તેને બે બાળક થયાં. ત્રીજીવાર એને કસુવાવડ (ગર્ભપાત) થઇ. એ કસુવાવડ પછી તેને પેહેલ વેહેલો અટકાવ આવ્યો. કેટલાક મહિના સુધી નિયમ પ્રમાણે અટકાવ આવ્યા પછી તેને ફરીને ગર્ભ રહ્યો.

વખત—આ સાંભળતાં સાંભળતાં તો હું ચુપજ થઇ જાઉં છું! (મારી અકલ ગુમ થઇ જાય છે!)

લક્ષ્મી—આ સાંભળીનેજ તમે ચૂપ થઈ જાઓ છો? હવે સૌથી નવાઇની વાત તમને કહું છું તે સાંભળો. ડાકટર સાહેબ કહે છે કે, ઘણી સ્ત્રીઓ એવી હોય છે કે તેમને ગર્ભ રહે ત્યારે જ તેમને અટકાવ આવે, બીજે વખતે અટકાવ આવેજ નહિ.

વખત—હા! એ તો વળી સૌથી નવાઈની વાત ખરી. આ સાભળીને નવાઇ ન લાગે? ઠીક. આ બધી નવાઇની વાતો નહિ તો બીજું શું? જાણ્યુ, સાભળ્યું, ન હોય ત્યા લગી બધામાં નવાઇ લાગે. તમે આવું આવુ જાણો છો, એટલે તમને કાઇ પણ નવાઈ લાગતી નથી

લક્ષ્મી—ત્યારે હવે કોઈ સગર્ભા સ્ત્રીને મહિને મહિને અટકાવ આવે છે એ સાંભળીને નવાઇ કેમ લાગે?

વખત—હવે નવાઈ કેમ લાગે? જે અસંભવિત ન હોય અને જે થતું હોય તે સાભળીને નવાઇ કેમ લાગે?

લક્ષ્મી—અટકાવ ન દેખાવા છતાં ગર્ભ રહે એ એટલી નવાઇની વાત નથી. કારણ કે પ્રસવ પછી કોઇને ત્રણ મહિનામાં, કોઇને પાંચ મહિનામાં અથવા કોઇને મહિનામાં ગર્ભ રહ્યાનુ આપણે ઘણીવેવાર સાંભળ્યું છે. આવી રીતે ગર્ભ રહે ત્યારે તે સ્ત્રીને લાંબનો ગર્ભ રહ્યો છે એમ સાધારણ રીતે સ્ત્રીઓ કહે છે.

વખત—હા હા. ઠીક કહો છો. લાંબના ગર્ભની વાત તો મે પણ ઘણીવાર સાંભળી છે.

લક્ષ્મી—વળી એમ પણ જોવામાં આવે છે કે અટકાવ આવ્યા પેહેલાં અને અટકાવ આવતો બંધ થયા પછી. કેમકે અટકાવ બંધ થયા પછી પણ ગર્ભ રહે છે.

વખત—ઘણાંમાં ઘણું તો પચાસે વરસની ઉમરે જે છેલો અ

ટકાવ આવીને પછી હમેશને માટે અટકાવ બંધ થઈ જાય છે તેનેજ તમે અટકાવ આવતો બંધ થવાની ઉમર કહો છો ને?

લક્ષ્મી—હા, એમજ.

વખત—હવે આપણી વાત આગળ ચલાવો.

લક્ષ્મી—અટકાવ બંધ થવો એ પહેલું લક્ષણ પછી (૨) મોળ આવવી અને બકારી થઈ ઉલટી થવી એ બીજું ચિન્હ છે.

વખત—ગર્ભ રહ્યા પછી કેટલી મુદતે મોળ, બકારી અને ઉલટી થવા માંડે છે? અને કેટલી મુદત સુધી તે થયા કરે છે?

લક્ષ્મી—તે પણ શું તમે જાણતાં નથી?

વખત—જાણું છું તો ખરી, તો પણ એકવાર તમારે મોઢેથી એ વાત જાણવાની મારી મરજી છે. તમે જ્યારે મને એ સંબધી બધીજ વાત કહેવી માંડી છે ત્યારે આ વખતે એ વાત શા માટે મુકી દેવી?

લક્ષ્મી—મોળ આવવાનો અને બકારી તથા ઉલટી થવાનો વખત ચોકસ કહી શકાતો નથી. કોઈ કોઇને ગર્ભ રહેતાંની સાથેજ બકારી અને ઉલટીની શરૂઆત થાય છે. કોઇને એ ત્રણ મહિના ગયા પહેલાં ઉલટી નથી થતી. પણ સાધારણ રીતે દોઢ મહિને ઉલટી થવાની શરૂઆત થાય છે. ગર્ભ રહ્યા પછી પંદરથી પીસ્તાલીશ દિવસ સુધીનો વખત ઉલટીની શરૂઆતનો વખત ગણાય. એટલી મુદતમાં ઘણું કરીને ઘણીખરી સગર્ભા સ્ત્રીઓને ઉલટીની શરૂઆત થાય છે.

વખત—એ રીતે થવા માંડેલી ઉલટી કેટલી મુદત લગી થયા કરે છે?

લક્ષ્મી—એનોએ કાંઇ મેળ નથી. કોઈ કોઇને તો પ્રસવનો વખત આવતાં લગી પણ ઉલટી થયાં કરે છે, પણ સાધારણ રીતે ૧॥

થી ૨ માસ સુધી રહે છે. ત્યાર પછી ઉલટીની પીડા દૂર થાય છે. ઘણુંકરીને ચાર મહિના પહેલાંજ સગર્ભા સ્ત્રીને મોળ આવે, બકારી થાય, મોંમાં ઘણું થુંક અથવા પાણી આવે અને ખોરાકપર અભાવ રહે.

વખત—બધી સગર્ભા સ્ત્રીને આ મોળ બકારી ને ઉલટી સરખાં હોય ? કે કોઇને ઓછી વત્તી પીડા હોય ?

લક્ષ્મી—અરે બેન ! એક સરખાં તે કાંઈ હોય ! કોઇ કોઇને તો આ પીડા મુદલ્લે ન થાય અને કોઇ કોઈ તો ઉલટી કરી કરીને અધમુઇ જેવી થઇ જાય. બબે મહિના લગી તો ખાટલા વશજ રહે. ઉઠી પણ શકે નહિં. વળી કોઇ કોઇને પુરા મહિના લગીયે જરાપણ ઉલટી બુલટી જેવું જણાયજ નહિ. છેવટ પ્રસવને થોડાકજ દિવસ બાકી હોય ત્યારેજ ઉલટી થાય. કોઇ કોઇને તો હામુકી ઉલટી થાય જ નહિં. અને તેથી તેને કાંઇપણ દુઃખજ થાય નહિં; પણ જેને મુદલ્લે ઉલટી ન થાય તેને બીજી જાતનું દુઃખ થાય.

વખત—બીજી કઇ જાતનું દુઃખ થાય ?

લક્ષ્મી—શરીર ગારો ગારો થાય. કોઈ કોઇને ઘણીજ ચળ આખે શરીરે આવે. ઘણી આળસ થાય અને ચક્કર આવ્યાં કરે.

વખત—ત્યારે તો બેન ! મને તો લાગે છે કે આ બધા કરતાં ઉલટી સારી બા !

લક્ષ્મી—હું પણ કહું છું કે ઉલટી સારી આ ઉપરાંત વળી એ પણ તમારે જાણી રાખવું જોઇએ, જે સગર્ભા સ્ત્રીને મુદલ્લે ઉલટી ન થાય તેને સહેજ કારણથી પણ ગર્ભપાત એટલે કસુવાવડ થઇ જાય.

વખત—હા. આ વાત મને ખરી લાગે છે. કેમકે અમારા ગામમાં એક સ્ત્રીને ૭-૮ છોકરાં થયાં પણ એકે વાર તેને ગર્ભપાત એટલે કસુવાવડ થઇ નહિ. પણ ગર્ભ રહ્યા પછી દરેક વારે

હિના સુધી એ બાપડી ઉલટી ને મેળને લીધે ખાટલામાથી ઉઠીજ શકતી નહોતી. (મતલબ એ કે જેને ઉલટી થાય તેને ઘણે ભાગે ગર્ભપાત નજ થાય.)

લક્ષ્મી—ત્યારે જુઓ, ગર્ભ રહે એટલે મોળ આવવી અને ઉલટી થવી એ સ્વાભાવિક છે. મુદલે મોળ ન આવે કે ઉલટી ન થાય એ સારૂં નથી.

વખત—ઠીક. પણ સગર્ભા સ્ત્રીની ઉલટી અને સાદી ઉલટીમાં કાંઇ ફેર ખરો કે નહિ?

લક્ષ્મી—હા. ફેર છે. મુખ્ય ફેર તો એજ છે કે કોઇની વહુ-દીકરીને ઉલટી કરતી જોઇએ તો પુછી શકીયે કે તેને ગર્ભ છે કે નહિ?

વખત—એમ મને ઉડાવો માં, બેન! જે તફાવત હોય તે મને સારી રીતે સમજાવો.

લક્ષ્મી—કહું છું. સગર્ભાની ઉલટીનાં લક્ષણ તમને ગણાવું તે યાદ રાખજો, ( क ) સવારમાં પથારીમાંથી ઉઠતાં વેંતજ સગર્ભાને બકારી ઉપર બકારી આવવા માંડે છે અને ઉલટી થવા માંડે છે. ( ख ) સગર્ભાને ઉલટી થયા પછી ઘણું કરીને કાંઇક થોડુંએક ખાવાની મરજી થાય છે. થોડુંએક ખાઇને જો તે પથારીમાં સ્થિર સુઇ રહે છે તો ઘણુ ખરૂં તેની બધી પીડા મટી જાય છે. ( ग ) સગર્ભાની ઉલટી એ અપચાની ઉલટી નથી પણ ગર્ભની ઉલટી છે. તેથી સગર્ભાને ભાત કે એવાજ બીજા સાદા હલકા ખોરાકથી ઉલટી થતી નથી ત્યારે ખોરાક ન પચવાથી વખતે ઉલટી થાય છે.

વખત—ઠીક. બકારી થવી અને મોંમાં પાણી આવવું એ ચિન્હો ઉલટીમાંજ સમાઇ જાય કે તેને જુદાં ચિન્હ ગણી શકાય?

લક્ષ્મી—જુદું ચિન્હ ગણું તો એ બધાંયે એકજ. કોઇ કોઇને તો

એટલું બધું મોમાં થુંક આવે છે કે તે બધું ભેગું કરીને તોલ કર્યો હોય તો લગભગ પાંચશેર-છશેર થાય.

વખત—શું કહો છો ? એટલું બધું !

લક્ષ્મી—હા. એટલું બધું થાય છે. તેવી સ્ત્રીઓ કાંઈ એક ઠેકાણેજ બેસીને થુંકતી નથી. તે જ્યાં બેસે ત્યાં નવટાંક-પાશેર થુંકે છે. તમારી અંબા વહુનેજ પુછી જુઓને, તેને ગર્ભ હતો ત્યારે તે હમેશાં કેટલું થુંકતી હતી ?

વખત—હા, હા, ખરૂં કહો છો. એક દિવસ મોતીએ મને અંબા વહુની વાત કરી હતી. ઠીક, પણ પારાની મેળવણીવાળું ઓસડ ખાવાથી પણ મોંમાં એટલુંજ થુંક આવે છે, તો થુંકનાર બાઈ સગર્ભા છે કે તેણે તેવું કોઈ ઓસડ ખાધુ છે, તે શી રીતે જાણવું ?

લક્ષ્મી—તે જાણવું બહુ અઘરૂં નથી. સગર્ભાને પેઢાંમાં દરદ થતું નથી, પેઢાંમાંથી લોહી નીકળતું નથી. જીભ ઉપર ફોલ્લા જણાતા નથી કે જીભ આવી જતી નથી. તાળવામાં કોઈ પ્રકારનુ દરદ થતું નથી. વળી મોંમાં નઠારી ગંધ આવતી નથી. તાવ આવતો નથી અને શરીરમાં બીજી કશી પણ પીડા થતી નથી. પારાવાળુ ઓસડ ખાવાથી આ બધું થાય છે.

વખત—ઠીક કહો છો. પછી કહો.

લક્ષ્મી—મોળ આવવી, બકારી થઈ ઉલટી થવી અને મોંમાં થુંક કે પાણી છુટવું એ ઘણુંકરીને બધી સગર્ભાને થાય છે. ગર્ભ રહ્યા પછી ખોરાક બેવડો ખાઈ શકે એવી પણ કેટલીક સ્ત્રીઓ હોય છે.

વખત—શું એટલો બધો ખોરાક વધારે ખાઈ શકે ?

લક્ષ્મી—હા. હું ખરેખરૂં કહું છું. વળી કોઈ કોઈ સગર્ભા સ્ત્રીને એટલી તો અરૂચી ( અભાવ ) થાય છે કે દુનીયા ઉપરની કોઈપણ

વસ્તુ તેને ભાવતીજ નથી. વળી કેટલીએકને ન ખાવાની વસ્તુઓ ખાવાની મરજી થાય છે, એમ પણ મેં જોયું છે.

વખત—એવી વળી કઈ વસ્તુઓ ?

લક્ષ્મી—અરે ! એટલુ પણ સમજતાં નથી ? કોઇ કોઈ સગર્ભાને ધુળ, કાંકરા, રાખ, ઠીકરાં, જાત જાતની માટી અને કોયલા વિગેરે વસ્તુઓ ખાતી આપણે નથી જોતાં ?

વખત—અરે બેન ! તે તો ઘણીખરીજ ખાય છે !

લક્ષ્મી—ત્યારે. શું તે ખાવાની વસ્તુઓ છે ?

વખત—ના, બેન, તે તો ખાવાની વસ્તુઓ નજ ગણાય.

લક્ષ્મી—સગર્ભાને કેટલીકવાર તો આવી ન ખાવા જેવી વસ્તુઓ ખાવાની એટલી બધી મરજી થાય છે કે જો તેને તે ખાવાની મના કરવામાં આવે તો એ છાનીમાની પણ ખાધા વિના રહેતી નથી. આ ઉપરાંત કોઇ કોઇને કબજીયત અને પેટમાં દુખાવો વગેરે ચિન્હો પણ જણાય છે.

વખત—સગર્ભા સ્ત્રીનો સ્વભાવ બદલાઇ જાય ખરો કે ?

લક્ષ્મી—કેમ, એ વાત શા માટે પુછો છો ?

વખત—મારી મોતી ઘણી શાંત છે તે તો તમે જાણો છો, પણ ગર્ભ રહ્યા પછી તે વાતવાતમાં બહુ ખીજી જાય છે, તેથી પૂછું છું કે ગર્ભ રહેવાથી સ્વભાવ બદલાઇ જાય ખરો કે ?

લક્ષ્મી—એ વાત પણ ખોટી નથી. ગર્ભ રહેવાથી ઘણીએ શાંત સ્ત્રીઓ ખીજાળ થઇ જાય છે. તેમજ ગર્ભ રહેવાથી કોઇ કોઇ ખીજાળ હોય તે શાંત પણ થઇ જાય છે; પણ મૂળે ખીજાળ હોય અને શાંત થઇ જાય એવા દાખલા ઘણા થોડા બને છે.

વખત—એવા દાખલા તો થોડાજ હોય ના ! બધી બાબતમાં

નઠારામાંથી સારૂં તો થોડુંજ થાય છે. સારા કરતાં નઠારૂં વધારે થાય છે. પણ નઠારામાંથી સારૂં થવું એ તો ભાગ્યે થાય.

લક્ષ્મી—( ૩ ). સ્તન મોટા થાય છે. સ્તનનું મોઢું કાળું થાય છે અને સ્તનની ઉપર મોટી મોટી કાળી નસો દેખાય છે. આ ગર્ભ રહ્યાનું ત્રીજું લક્ષણ છે. સ્તન ઉપર હાથ અડાડવાથી તે કઠણ જણાય છે અને દાબવાથી સગર્ભાને દરદ થાય છે. આ બધાં લક્ષણો ગર્ભ સિવાયની બીજી કોઇ પણ અવસ્થામાં એક સાથે દેખાતાં નથી.

વખત—ઠીક; પણ શરીરમાં લોહી ભરાવાથી પણ સ્તન તો મોટાં થાય છે.

લક્ષ્મી—હા, એ ખરૂં. એમ થવાથી પણ સ્તન મોટાં થાય છે. પણ હાથ અડાડવાથી તે કઠણ જણાય નહિ, અને દાબવાથી દરદ પણ થાય નહિ. શરીરમાં લોહી ભરાવાથી સ્તન મોટાં થએલાં હોય તો તેના ઉપર હાથ અડાડવાથી ખુબ નરમ અને સુંવાળા જણાય.

વખત—એ ખરૂં. આટલું જાણવામાં હોય તો પછી ભૂલ ન થાય.

લક્ષ્મી—હા, બરાબર. સ્તનનું મોઢું કાળું થાય એ પણ ગર્ભ રહેવાનું એક ચોકસ લક્ષણ છે. સ્તનનું મોઢું ધીમે ધીમે સારી પેઠે કાળું થાય છે. અને તે કાળાશ ઉપર ધીમે ધીમે આગળી દાબવાથી તેની નીચેનો ભાગ નરમ નરમ અને ભીનો ભીનો જણાય છે. સ્તનની ડીંટડીઓ પણ સારી પેઠે કઠણ અને મોટી થાય છે. અને તે ઉપરાંત સારી રીતે જોઈએ તો ડીંટડીની આસપાસ આશરે વીશ પચીસ કાળાં બિંદુ ઉપડી આવેલાં ચોખાં દેખાય છે. ડીંટડીની ચારે પાસ આવાં ટપકાં હોય છે, ને તે મોટાં થતાં આવે છે. જેમ જેમ વધારે મહિના થતા જાય છે તેમ તેમ તે ટપકાં આકારમાં ને સંખ્યામાં વધતાં જાય છે.

વખત—શું કહો છો ? ગર્ભ રહ્યા બાદ કેટલે દિવસે આ સઘળાં લક્ષણો જાણી શકાય છે ?

લક્ષ્મી—ઘણુકરીને બીજો મહિનો પુરો થતાંમાં સ્તનથી જણાતા ગર્ભનાં બધાં લક્ષણ દેખાવાની શરૂઆત થાય છે. કોઇ કોઇને ચાર અથવા પાંચ માસે પણ આ લક્ષણો દેખાય છે.

વખત—લક્ષણ દેખાવાની શરૂઆત થાય છે એટલે શું?

લક્ષ્મી—ચોથે અથવા કોઇ કોઈને પાચમે મહિને આ બધા લક્ષણો સારી રીતે ચોખ્ખાં જણાય છે, મતલબ કે સ્તન સારી પેઠે મોટાં થાય, તેના ઉપર હાથ લગાડવાથી કઠણ જણાય, સ્તનનું મોઢું સારી રીતે કાળા રંગનુ થાય, તેમજ ડીંટડીઓ પણ કઠણ અને મોટી થાય. લક્ષણ દેખાવાની શરૂઆત એટલે શું તે હવે સમજ્યાં?

વખત—હા, હવે સારી રીતે સમજાયું. ઠીક; ગોરી સ્ત્રી કરતાં કાળી સ્ત્રીનાં સ્તનપર વધારે કાળાશ આવે ખરી કે?

લક્ષ્મી—ઠીક કહો છો. વધારે કાળાં થાય પણ ખરાં. માત્ર વધારે કાળાં થાય એટલું જ નહિ પણ સારી પેઠે ભરેલાંએ થાય. કોઈ કોઇ વાર સ્તનનો અરધો ભાગ બહુજ કાળો થાય. સ્તન ફાટવું કોને કહે છે તે જાણો છો?

વખત—એમાં શું જાણવાનું હતું? સ્તન ઉપર ચારે તરફ ફરતા સાદા સાદા ડાઘ દેખાય.

લક્ષ્મી—પાંચ અથવા છ મહીના પુરા થતાં જ્યારે સ્તન સારી પેઠે મોટાં થાય, ત્યારે સ્તન ઉપર એ ડાઘ દેખાય. ગર્ભનાં બીજાં લક્ષણોની પેઠે સુવાવડ પછી આ ડાઘ એકદમ દેખાતા બંધ થાય નહિ. તેથી પહેલીવારની સગર્ભાના સંબંધમાં આ લક્ષણપર આધાર રાખી શકાય નહિ. એકલું આ લક્ષણજ નહિ પણ સ્તનના ફેરફારને લગતાં જે લક્ષણો દેખાય છે, તે બધાં પ્રથમવારની સગર્ભાને માટે (જેમ બીજી સગર્ભાઓને માટે ચોકસ જેવાં ગણાય છે તેમ) ન ગણાય.

વખત—ત્યાર પછી હવે કયું લક્ષણ તે કહો?

લક્ષ્મી—ઉપર જે લક્ષણો ગણાવ્યાં તે પછીનું લક્ષણ (૪) સ્તનમાં દુધ થવું એ છે.

વખત—સ્તનમાં દુધ ક્યારે થાય? એટલે ગર્ભ રહ્યા પછી કેટલે દિવસે થાય?

લક્ષ્મી—દુધ પણ બીજે મહીનો પૂરા થતાં થાય છે. કોઈ કોઇને ત્યાર પહેલાં પણ થાય છે. પહેલીવારની સગર્ભાને તો સ્તનમાં દુધ થયું એટલે તેને ચોકસ ગર્ભ રહ્યોજ છે એમ જાણીજ લેવું. પેલોઠી (પહેલીવારની) બારેવાઇના સ્તનની ડીટડી દાબવાથી જો એક ટીંપું પણ પાણી જેવું દુધ બહાર આવે તો નક્કી તેને ગર્ભ રહેલો છે એમ જાણવું. પણ જેને એક પણ છોકરૂં થઇ ગયુ છે તેના સ્તનની ડીટડી દાબવાથી દુધ આવે તો તો તેને ગર્ભ છેજ એમ નક્કી કહેવાય નહિ. એવી સ્ત્રી તો પ્રથમના બાળકનાં મોંમાં સ્તન આપે અને જો દુધ બીલકુલ ન આવે તો (જો ગર્ભ રહેવાનો શક હોય તો) તેને ગર્ભ રહ્યો એમ નક્કી કરી શકાય.

વખત—ઠીક કહો છો. મેં જેને જોયુ છે તેની સાથે આ બરાબર મળતુંજ આવે છે.

લક્ષ્મી—પછીનું લક્ષણ. (૫) પેટ ઉંચું થવું એ છે. પહેલા બે મહીના સુધી તો પેટ જરાએ ઉંચું જણાતું નથી. ગર્ભ રહે કે તરત તો પેટ હમેશાં હોય તેના કરતાં પણ બોહું ઉંચું હોય એમ જણાય છે. અને ડુંટીનો ચોખ્ખો ખાડો જણાય છે. ત્રીજે મહીને પેટ ઉંચું થવા માંડે છે. પાંચમે મહિને ડુંટીનો ખાડોછીછરો થતો જણાય છે. છઠ્ઠે મહીને ડુંટી પુરી છીછરી થઈ જઇને પેટ ઉપર સપાટ થઈ જાય છે. આનેજ ડુંટી ચતી થઈ એમ સ્ત્રીઓ કહે છે. સાતમે મહીને

ગર્ભાશય એટલે કમળ ડુંટીથી ઉપર ચડે છે.

વખત—ડુંટીના આ ચિન્હો તો મે સારી રીતે જોયેલાં છે.

લક્ષ્મી—ત્યારે તો ઠીક. પેટ સારી રીતે ઉંચુ થયા પછી સ્તન ફાટવાની પેઠે પેઢુ ઉપર પણ સાદા સાદા ડાઘ દેખાય છે. આ ડાઘ સ્તન ઉપરના ડાઘ જેવાજ બરાબર હોય છે. તેથી પેલોઠી ભારેવાઇને માટે આ લક્ષણ ચોકસ ન ગણાય, તેમજ જે સ્ત્રીને ઘણાં વરસ પછી ફરી ગર્ભ રહ્યો હોય તેને માટે પણ આ લક્ષણ ચોકસ ન ગણી શકાય.

વખત—ઠીક. પણ જળંદર થાય ત્યારેએ પેટ તો ઉંચું થાય છે। ત્યારે પેટ ઉચુ દેખીને ગર્ભજ છે એમ શી રીતે કહી શકાય?

લક્ષ્મી—તે નક્કી કરવું એ બહુ અઘરૂં નથી.

(क.) ગર્ભ રહેવાથી પેટ વચમાંથી ઉપરની તરફ ઉંચું થાય છે, પડખે એટલું ઉંચુ થતું નથી. જે સ્ત્રીને ઘણાં બાળક થયાં હોય છે, તેનુ પેટ પણ આગલની તરફ સારૂં ઠેલાઇને બહાર આવેલું દેખાય છે. જળંદર અથવા બીજા કોઈ પણ રોગમાં આમ થતું નથી.

(ख.) સગર્ભાનુ પેટ ઉંચું થવાથી શ્વાસ પાછો મુકતી વખતે છાતીની નીચેનો ભાગ ઉંચો થતો નથી. પણ જળંદર ને એવા બીજા રોગોમાં પેટ મોટું થવાથી છાતીની નીચેનો ભાગ સારી પેઠે ઉંચો નીચો થાય છે.

(ग.) ઉઠતાં, બેસતાં, ચત્તાં સુતાં, સગર્ભાના પેટની સ્થિતિમાં કાંઈ પણ ફેરફાર થતો નથી. બધી સ્થિતિમાં તેનું પેટ એક સરખુંજ રહે છે.

(घ.) સગર્ભા ચતી સુવે તો તેનું પેટ જેવું ને તેવુંજ રહે છે.

પણ જળંદર વગેરે રોગ હોય તો પાણી બંને પડખામાં જતું રહે છે.

વખત—વાહ, બેન, વાહ! બહુ સારી યુક્તિ બતાવી. હવે ગર્ભનાં બધાં લક્ષણ કહેવાઇ રહ્યાં કે નહિ?

લક્ષ્મી—હા. ઘણાંખરાં કહેવાણાં, હવે ફક્ત બે બાકી છે.

વખત—ત્યારે તે બે કહોને બાઇ!

લક્ષ્મી—કહું છું. એ બેમાંનુ એક લક્ષણ એ છે કે (૬) છોકરૂં પેટમાં ફરકે છે.

વખત—સગર્ભાના પેટમાં છોકરૂં ક્યારે ફરકવા માંડે છે?

લક્ષ્મી—સામાન્યરીતે ચાર મહીને. કોઇ કોઇને છ સાત કે આઠ મહીના સુધી છોકરૂં ફરકતું નથી. પહેલ વહેલું છોકરૂં જ્યારે ફરકવા માંડે છે ત્યારે જાણે સગર્ભાના પેટમાં કંઇક કુદતું હોય નહિ એમ જણાય છે. પછી તો છોકરૂં એટલા કુદકા મારે છે કે જાણે તે પેટમાં પાટુ મારતું હોય!

વખત—હા, હા, મોતીના પેટ ઉપર હાથ રાખવાથી તમે કહો છો તેમજ મને જણાતું હતું, તે હવે મને સાંભરે છે. અરે, કેટલીક વાર હાથ રાખ્યા વિના પણ છોકરૂં કુદાકુદ કરતું ચોખ્ખું દેખાઇ આવતું.

લક્ષ્મી—હા. એ તો દેખાય ત્યારે ચોખ્ખુંજ દેખાઇ આવે છે. કોઈ કોઇ વાર તો છોકરૂં એટલું ઉતાવળું ફરકે છે કે તેથી સગર્ભાને એક જાતનું ભારે દરદ થાય છે. વળી ક્યારેક ક્યારેક તો દસ પંદર કે તેથી વધારે દહાડા સુધી છોકરૂં બીલકુલ ફરકતું જ નથી.

વખત—એમ ફરકતું બંધ થઇ જાય ત્યારે છોકરૂં મરી ગયું હશે એમ ધારીને સગર્ભાને બીક ન લાગે?

લક્ષ્મી—બીક લાગે તોયે શું? બીહીને રહે. પણ એને

નકામી છે. કેમકે વળી ફરીને પણ છોકરૂં ફરકવા માંડે એમ સગર્ભાને જણાય.

વખત—ઠીક. સગર્ભાને શરીરે અસુખ હોય તો છોકરૂં બહુ ફરકે, ખરૂં?

લક્ષ્મી—ફરકેજ તો. શરીરે અસુખ હોવાની વાત તો છેટે રહી પણ સગર્ભા અપવાસ કરે તોપણ છોકરૂં બહુ ફરકે.

વખત—શું કહો છો? ત્યારે સગર્ભાને દુઃખ થાય તો પેટમાંનાં છોકરાંને પણ દુઃખ થાય.

લક્ષ્મી—આ વાત શું તમે આજેજ જાણી? કોઇ પણ કારણથી સગર્ભા નબળી કે નિસ્તેજ થાય તો છોકરૂં ઘણું જ ફરકે અને એમ ફરકવામાં કાંઇ નિયમ કે બંધન જ ન રહે.

વખત—ત્યારે આ પ્રમાણે છોકરૂં ફરકે તે તો સારૂં નહિ બા!

લક્ષ્મી—નહિ જ તો. ઉપરાઉપર છોકરૂં આ પ્રમાણે ફરક્યા કરે તો મરી જવાનો ઘણો સંભવ.

વખત—મારા મનમાં પણ એવોજ વહેમ આવ્યો હતો.

લક્ષ્મી—સમા મહીનામાં (નવમો માસ બેઠા પછી સમા મહીના બેઠા એમ કહેવાય છે) તો સગર્ભાના પેટ ઉપર હાથ રાખવાથી છોકરાંનું ફરકવું એવું તો સાફ જણાય છે કે ગર્ભ સંબંધે કશો પણ શક રહેજ નહિ. વળી મરજી હોય તો સગર્ભાને બન્ને પડખે બે હાથ રાખીને એક હાથ ધીમેથી અંદરના ભાગ ઉપર દાબવામાં આવે તો છોકરૂં ફરકી ઉઠે અને એમ ફરકી ઉઠવાથી બીજે હાથે તેને સહેજે અડી શકાય.

વખત—આ તો ઘણી સારી યુક્તિ દેખાય છે! ત્યારે તો મરજી હોય તો સગર્ભાનાં પેટમાંનાં છોકરાંને ફરકાવી પણ શકાય ખરૂં?

લક્ષ્મી—હા, તેમ કરી શકાય. વળી બીજું કહું છું તે સાંભળો. ( ૭ ) સગર્ભાનું પેટ મોટું થયા પછી જો પેટ ઉપર હાથ રાખી ગર્ભાશય (કમળ)ને થોડીકવાર ઝાલી રાખીએ અને કોઇ પ્રકારનો ભાર ન દેવામાં આવે તો કમળ સારી પેઠે કઠણ થાય. એ રીતે કઠણ થએલું સારી રીતે જાણી શકાય. આ પ્રમાણે કમળ કઠણ થયું છે તે જાણી શકાય. પાચ મિનિટ—દસ મિનિટને આંતરે કમળ એવું કઠણ થાય. કયારેક તો ઉપરાઉપર કઠણ થાય. પણ દસ મિનિટથી વધારે વાર કઠણ થાય નહિ. ગર્ભ રહ્યા વિના બીજી કોઇ અવસ્થામાં આમ થાય નહિ.

વખત—ત્યારે તો આ લક્ષણને ગર્ભનું એક મોટામાં મોટું લક્ષણ ગણી શકાય.

લક્ષ્મી—ગણાયરતો.

વખત—ઠીક. પેટમાં છોકરૂં મરી ગયું હોય તો પણ શું કમળ આ પ્રમાણે કઠણ થાય?

લક્ષ્મી—હા. છોકરૂં મરેલું હોય કે જીવતું હોય, પણ છોકરૂં જ્યાં લગી પેટમાં હોય ત્યા લગી કમળ આ પ્રમાણે કઠણ હોય.

વખત—ત્યારે આ તો વળી છોકરૂં ફરકવાના કરતાં પણ સારૂં ચિન્હ ગણાય!

લક્ષ્મી—હાસ્તો.

વખત—છોકરૂં મરી ગયા પછી તો ફરકે નહિ નાં?

લક્ષ્મી—ઠીક કહો છો. તે ખરૂં છે, આજ એમજ કેમ કહો છો? છોકરૂં કાંઇ હમેશાં ફરકે નહિ. પણ કમળ એવું કઠણ હોય છે કે તે ૫-૭ મિનિટને આંતરે એમ થાય. એ સિવાય આંતરામાં ક્યા ફરતો હોય ત્યારે અર્થાત પેટમાંનું ઝાંસ હાલે ત્યારે પણ છોકરૂં ફરકનું. હોય

એવો વ્હેમ આવે છે. પણ આવી જાતની ભૂલ કયારેએ થઇ શકે નહિ.

વખત—ત્યારે તો એને ગર્ભ રહ્યાનું એક મોટું લક્ષણ ગણવું જોઇએ.

લક્ષ્મી—તે એમા વળી કઈ ભૂલ ?

વખત—ઠીક કમળને મોઢે હાથ ફેરવાથી શુ ગર્ભ સારી રીતે ન જાણી શકાય ?

લક્ષ્મી—અરે બેન, જણાય જ ! આ યુક્તિ તો દાઇયણે આગળથીજ જાણી રાખવાની ઘણીજ જરૂર છે. કારણ કે ગર્ભ છે કે નહિ તે તો દાઇયણજ સારી રીતે કહી શકે. આ યુક્તિ તો મેં તમને હજી લગી કહીજ નહિ ને ?

વખત—ત્યારે એ હવે કયારે કહેશો ?

લક્ષ્મી—હવે હમણા કહીશ. એ પ્રકારની બે યુક્તિ છે. એક યુક્તિ તો એ છે કે (૮) ગર્ભ રહ્યો હોય તો કમળનું મોં નરમ થાય છે. ત્યાર પછી ધીમે ધીમે કમળના મોઢાથી તે ગળા સુધીનો બધો ભાગ સારી પેઠે નરમ થઇ જાય છે. ચોથે મહીને કમળના મોઢાની બંને ધાર પાતળી અને નરમ થાય છે અને હાથ અડાડવાથી મખમલના જેવી જણાય છે. ૭ મહીને કમળના ગળાનો અરધોક ભાગ એવોજ નરમ થઈ જાય છે, અને આઠમે મહીને આખું ગળું નરમ થઇ જાય છે. ગર્ભ રહેલો હોય તો કમળનું મોં અને ગળું આ પ્રમાણે નરમ થાયજે.

વખત—ત્યારે તો કમળના મોંપર હાથ અડાડવાથી ગર્ભ રહ્યો છે કે નહિ તે ચોકસપણે કહી શકાય.

લક્ષ્મી—હા. અવસ્ય કહીજ શકાય. એમ ધારો કે કોઇની વહુદીકરી ભારેવગી છે, એમ તેમણે નક્કી કરી રાખેલું છે. ત્યાર પછી

મનનો સંદેહ મટાડવા સારૂ તમને જો કહે કે એ બાઈ સગર્ભા છે કે નહિ તેનો ચોકસ તપાસ કરીને જવાબ આપો. તો તમારે કમળના મોઢા ઉપર હાથ લગાડીને જોવું અને જો કમળનું મોં ને ગળું કઠણ અને લાંબુ જણાય તો એ બાઇ ભારેવગી નથી એમ કહીને તેનો વહેમ દુર કરી શકો.

વખત—ઠીક. પણ ગર્ભ સિવાય બીજાં કોઇ કારણથી કમળનું મોઢું અને ગળું એવુ નરમ ન થઈ શકે?

લક્ષ્મી—કમળના જુદી જુદી જાતના રોગમાં કમળ એ પ્રમાણે નરમ થઈ શકે. પણ પાંચ છ મહીનાની સગર્ભાના કમળનું મોં અને ગળું હાથને કઠણ ને લાંબુ તો નજ માલુમ પડે.

વખત—ત્યારે કમળનું મોં અને ગળું નરમ માલુમ પડે તો ગર્ભ હોય પણ ખરો અને ન હોય પણ ખરો.

લક્ષ્મી—કમળનું મોં કઠણ હોય તો તો ગર્ભ નથીજ એમ ચોકસપણે કહી શકાય.

વખત—ઠીક. બધી સગર્ભા સ્ત્રીઓને માટે આ નિયમ કહેવાય?

લક્ષ્મી—ના. પેહેલી ભારેવગીના કમળનું મોં ઘણું કરીને છેલ્લા મહીના સુધી ઉઘડતું નથી. તો પણ સામાન્ય રીતે તેના કમળનુ મોં સાતમે મહીને ઉઘડવા માંડે છે અને તે મોંમાં એક આંગળી નાખી શકાય છે. પણ જે બાઇએ આગળ એકવાર પ્રસવ કરેલો છે તેના કમળનું મોં ફાટે છે, તે અસમાન અને ત્રણ ખુણાવાળું માલમ પડે છે.

વખત—પ્રસવના વખતમાં કમળ ફાટી જાય છે એમ કહેવાય છે. તેથી જ કમળની આવી અવસ્થા થતી હશે, નહિ?

લક્ષ્મી—હા, એમજ. આવી સ્ત્રીઓના કમળના મોંમાં પણ એક આંગળી ઘાલી શકાય છે.

વખત—ઠીક. ત્યારે તો છેલ્લા મહીનામાં કમળના મોંમા આંગળી ઘાલવાથી પાણીની થેલી પણ જાણી શકાય?

લક્ષ્મી—પાણીની કોથળી જાણી શકાય એટલુંજ નહિ પણ એ થેલીમાંના બાળકનુ માથુ, પગ કે હાથ એમાંનુ નીચેની તરફ શું છે તે પણ જાણી શકાય

વખત—ખરૂં કહો છો. હવે એક બીજી યુક્તિ રહી તે કહો.

લક્ષ્મી—( ૯ ) કમળના મોંમાં જે પાણીની થેલી છે, એટલે પરપોટો છે, તે પાણીની થેલીમાં છોકરૂં ડુબેલું રહે છે. કમળનાં મોં ઉપર આંગળાંથી જરીક ધક્કો મારવામાં આવે તો તેમાંની ચીજ ઊંચી જાય છે. તેથી જણાય છે કે કોઈ ભારે ચીજ ઊંચે ગઇ છે. વળી તે ચીજ પાછી આંગળી ઉપર પડે છે.

વખત—શું કહો છો? આ તો સઘળા કરતાં ભારે સ્પષ્ટ ચિન્હ છે!

લક્ષ્મી—હા. આ સાફ નિશાની છે. ગર્ભ હોય તો જ એમ થાય. આ આંગળી પરીક્ષાથી ગર્ભના સબંધમાં કોઇ પણ રીતનો વહેમ રહેજ નહિ.

વખત—ત્યારે તો બેન, એ પ્રમાણે તપાસ કરવાની રીત મને એકવાર ફરીને પણ સારી રીતે સમજાવોને!

લક્ષ્મી—એ તપાસ સારી રીતે થઇ શકે એટલા માટે અરધી બેઠેલી અને અરધી સુતેલી એવી રીતે સગર્ભાને રાખવી. ત્યાર પછી જમણા હાથની અંગુઠા પાસેની બે આંગળીઓ પ્રસવદ્વારમાં નાખવી અને તે ઝડપથી તે જરાયુ સામે ઘાલવી. ત્યાર પછી ડાબા હાથને પેટની ઉપર રાખીને કમળને સ્થિર રાખવું. જમણા હાથની તે બંને આંગળીઓથી કમળ ઉપર ઝડપ દઇને ઉપરની તરફ ધક્કો મારવો. જો ગર્ભ હોય તો આ રીતે ધક્કો મારવાથી છોકરૂ ઉપરની તરફ જશે અને

તરતજ આંગળીઓ ઉપર ટપ દઇને આવીને પડશે.

વખત—ઉપરની તરફ કમળના શરીર ઉપર આ પ્રકારનો ધક્કો મારવામાં આવે ત્યારે એ બંને આંગળીઓ તે ઠેકાણે જ સ્થિર રાખવી જોઇએ, નહિ ?

લક્ષ્મી—હા, રાખવીજ જોઇએ. નહીં તો શી રીતે જાણી શકાય કે છોકરૂં પાછું પડયું કે નહિ ?

વખત—ગર્ભ રહ્યા પછી કેટલે દિવસે આ પ્રકારની તપાસ કરી શકાય ?

લક્ષ્મી—ત્રણ મહીના પછી અને સાત મહીના પહેલાં આ પ્રકારની તપાસ કરવાથી સારી રીતે જાણી શકાય.

વખત—કેમ, સાત મહીના પછી કેમ નહિ ? અને ત્રણ મહીના પહેલાં પણ કેમ નહિ ?

લક્ષ્મી—ત્રણ મહીના પહેલાં છોકરૂં બહુ નાનુ હોય તેથી આ પ્રકારની તપાસથી ચોકસી કરાય નહિ અને સાત મહીના પછી છોકરૂં બહુ મોટું થઇ જાય છે, તેથી આંગળીના આવાં ધક્કાથી છોકરૂં સહેજ ઉંચું જતું નથી.

વખત—ઠીક કહો છો. આ વાત સારી પેઠે ધ્યાનમાં રાખવા જેવી છે.

લક્ષ્મી—આ પ્રકારની તપાસ બરાબર ન થઇ શકે, તો પણ ગર્ભ નથીજ એમ તો ન કહેવાય.

વખત—કેમ ?

લક્ષ્મી—બાળકનું માથું હેઠલી તરફ હોય તો આ તપાસથી સારી રીતે જાણી શકાય છે. પણ માથા સિવાય બાળકનું બીજું કોઇ પણ અંગ નીચેની તરફ હોય તો આ પ્રકારની તપાસ કરવાથી કાંઇ પણ જાણી શકાતું નથી.

વખત—એ તો ખરૂ એ વાત ખોટી નથી બાળકનુ બીજુ કાઇ પણ અગ નીચેની તરફ હોય તો આગળીના ધક્કાથી બાળક ઉપરની તરફ કેમ જાય ? ઠીક. સગર્ભાની ઓર કમળના મો ઉપર ચોંટેલી હોય તો પણ આ તપાસથી કાઇ જાણી શકાય નહિ. કેમ ખરૂ કે નહિ ?

લક્ષ્મી—હા. ઓર મો ઉપર હોય તો પણ આ તપાસથી કાંઇ ન જણાય હુ પણ તમને એ વાત કહેવાનીજ હતી.

વખત—હવે તમે ગર્ભના બધા લક્ષણ કહી રહ્યા કે નહિ ?

લક્ષ્મી—હવે એકજ બીજુ લક્ષણ કહેવાનુ છે. તે લક્ષણ સૌથી ઉત્તમ છે. ૧૦. પાચ મહીના પુરા થયા પછી સગર્ભાના પેટ ઉપર કાન દઇને ચુપ થઇને સાભળવુ અને ટીકટીકારાની માફક ઉપરાઉપર અવાજ સાભળવામા આવે તો નક્કી જાણવુ કે ગર્ભ છે જ ગર્ભનુ આ એકજ લક્ષણ સપુર્ણ ચોકસ જાણવામા આવે એટલે કશો પણ વહેમ રહેતો જ નથી

વખત—આ પ્રકારનો અવાજ કોનો ?

લક્ષ્મી—તમારા ડાબા સ્તનની નીચે હાથ રાખીને જુઓ, કાઇ સભળાય છે ?

વખત—હા હાથની નીચે ધૂફ ધૂફ ધૂફ આવો અવાજ થાય છે

લક્ષ્મી—પેટમા બાળકની છાતીનો પણ એ જગ્યાએજ એવોજ અવાજ સભળાય છે. સગર્ભાના પેટ ઉપર સારી રીતે કાન દઇને સાભળવાથી તે અવાજ સાંભળી શકાય છે. આ અવાજ સાભળના માટે સગર્ભાને ચત્તી થઇને ઓશીકા ઉપર માથુ ઊચું રાખીને સુવાનુ કહેવું.

વખત—સગર્ભાના પેટ ઉપર કયે ઠેકાણે કાન રાખી આ અવાજ સંભળાય ?

લક્ષ્મી—સામાન્ય રીતે ડાબી તરફનુ પુઠનુ હાડ અને ડુટી એ બેની વચ્ચેની જગ્યામા કાન દેવાથી આ અવાજ સાભળી શકાય છે કોઇવાર પેટની એક તરફ કે બીજી તરફ કાન દઈને કયે ઠેકાણે અવાજ થાય છે તે ખોળી કાઢી શકાય છે સગર્ભાના પેટ ઉપર કાન દેવાથી આવી રીતનો અવાજ સભળાય ત્યારે બે વાત નક્કી થાય છે

વખત—કઈ કઈ બે વાત ?

લક્ષ્મી—એક તો એ કે બાળક જીવે છે અને બીજી એ કે પેટમાનુ બાળક જીવતુ છે

વખત—ઠીક કહો છો જો બાળક જીવતુ ન હોય તો આવો અવાજ નથી સભળાય ? ઠીક પેટમા બે બાળક હોય તો શુ તે બેયના જુદા જુદા અવાજ સાભળી શકાય છે ?

લક્ષ્મી—ઠીક વાત કહો છો બે અવાજ જુદા જુદા સભળાય જ, એમા નવાઈ શી ? વળી એ રીતે બે પ્રકારના અવાજ જુદા જુદા સાફ સભળાય તો તો બે બાળક છે, એમ નક્કી કહી શકાય આ ઉપરાત વળી બીજુ આપણે જાણી રાખવુ જરૂરનુ છે કે બાળકનુ માથુ નીચેની તરફ હોય તો સગર્ભાની નાભી અથવા જમણી કુખની ઉપર આવી જાતનો અવાજ સભળાય છે વળી જો બાળકના પગ કે પુઠ નીચેની તરફ હોય તો સગર્ભાના સ્તનની પાસે આવા અવાજ સભળાય છે

વખત—વાહ ! બેન, વાહ ! આ તો ઘણી જ સારી યુક્તિ

લક્ષ્મી—બીજુ કહુ છુ તે સાભળો પાણીની કોથળીમા જે પાણી હોય છે, તે પણ બધી સગર્ભાઓને એક સરખુ નથી હોતુ જેને વધારે પાણી હોય તેના પેટ ઉપર કાન દેવાથી આવો અવાજ સ્પષ્ટ સાભળી શકાતો નથી પણ પેટની ઉપર વણે છેટે કાન રાખવાથી જ અવાજ સાભળી શકાય છે જો પાણી થોડુ હોય તો આ અવાજ સ્પષ્ટ

સમજાય છે પણ ઉપર ઘણે છેટે કાન રાખવામા આવે તો અવાજ સમજાતો નથી

વખત—હા આ પણ મારી યુક્તિ ખરી!

લક્ષ્મી—હજી એક બીજી યુક્તિ કહુ છુ તે સાભળો બાળકની પીઠ માના બરડાની કરોડ તરફ હોય તો (ઘણે ભાગે સગર્ભાના બાળકની પીઠ માના બરડાની કરોડ તરફજ હોય છે) આ શબ્દ બહુ જ સહેલાઇથી સારી પેઠે સ્પષ્ટ સાભળી શકાય છે અને પીઠ માના પેટની તરફ ફરી રહેલી હોય તો અવાજ એટલી સહેલાઇથી અને સ્પષ્ટ સમજાતો નથી

વખત—હા આ પણ એક ઘણીજ સારી યુક્તિ છે

લક્ષ્મી—હવે મારે કહેવાના ગર્ભલક્ષણ બધા કહેવાઇ રહ્યા છે હવે તમે ગણાવી જુઓ, જોઉ કે કયા કયા લક્ષણ તમને બતાવ્યા?

વખત—બધા મળીને દશ, નહિ? તે કયા કયા તે એક એક અણાવી જઉં?

લક્ષ્મી—હા બોલો તે બધા તમને યાદ રહ્યા છે કે નહિ તે જાણવાની જરૂર છે

વખત—સારે સાભળો, હુ બોલુ છુ પહેલુ લક્ષણ (૧) અટકાવ બધ થવો તે પછીનુ લક્ષણ (૨) બકારી આવવી, ઉલટી થવી અને મોમા થુક અથવા પાણી આવવુ તે પછીનુ લક્ષણ (૩) સ્તન મોટા થવા અને તેની આસપાસ બિંદુ ઉપડવા, તે પછીનુ લક્ષણ (૪) સ્તનમા દુધ થવુ, સાર પછીનુ ચિન્હ (૫) પેટ ઉચુ થવુ ડુટીનો ખાડો છીછરો થવો, અને સ્તન ફાટવાની પેઠે પેટુ ઉપર સાદા માદા ડાઘ થવા સાર પછીનુ લક્ષણ (૬) સગર્ભાના પેટમા છોકરૂ ફરકવુ સાર પછીનુ લક્ષણ (૭) સગર્ભાના પેટ ઉપર હાથ રાખી કમળને

ઝાલી રાખવાથી પાંચ કે દસ મિનિટને અંતરે કમળનું કરણ થવું. તે પછીનું લક્ષણ ( ૮ ) કમળના મોંઢા ઉપર હાથ દેવાથી કમળનુ મોં અને ગળું બહુજ નરમ થએલું માલમ પડવું. તે પછીનું લક્ષણ (૯) કમળના શરીર ઉપર બે આંગળાથી ઉપરની તરફ ખમ કરીને ધક્કો મારવાથી છોકરૂ ઉપરની તરફ ખસી જાય. પાછું તરતજ એજ આંગળીઓ ઉપર ટપ દઇને પડે છે એમ માલમ પડી આવવું. હવે છેલ્લું ચિન્હ ( ૧૦ ) મગર્ભાના પેટ ઉપર કાન દેવાથી બાળકના છાતીના ધબકારા મળાવા.

---

## પ્રકરણ ૯ મું.

### "ગર્ભસ્રાવ અથવા કસૂવાવડ."

વખત—બેન! ગર્ભવાળી સ્ત્રીને જે કસુવાવડ થાય છે, તેનુ કાંઇ કારણુ હોય કે નહિ?

લક્ષ્મી—કારણ કેમ ન હોય? કારણ વિના જો કસુવાવડ થતી હોય તો તો પછી બધી ગર્ભવાળી સ્ત્રીઓને કસુવાવડ થવી જોઇએ.

વખત—એ તો ખરૂ. ત્યારે તો બહેન, એ કારણો મને કહોને!

લક્ષ્મી—તે કહુ છુ સાભળો. ગર્ભવાળી સ્ત્રીને કસુવાવડ થવાનાં અનેક કારણો છે. તે કારણોમાંનાં હુ જે માફ જાણી શકું છું, તે કારણો માત્ર તમને શીખવી દઉં.

વખત—હા, એવા કારણો જ મને શીખવો.

લક્ષ્મી—(૧) લાંબા વખતના તાવથી, પેટનાં દરદોથી, કોલેરા અને શીળી નીકળવાથી કસુવાવડ થાય છે.

વખત—ગર્ભવાળી સ્ત્રીને શીળી નીકળવાથી અથવા કોલેરા થ-

વાથીજ કસુવાવડ થાય છે, કે તેને થયા પછી તેના પેટમાના છોકરાને તે રોગ થવાથી કસુવાવડ થાય છે?

લક્ષ્મી—પેટમાના છોકરાને એ રોગ થવાથી તે અંદર મરી જાય છે તેથી પણ કસુવાવડ થાય છે વળી ગર્ભવાળી સ્ત્રીને શીળી નીકળે તેથી અથવા ઓરેરા થવાથી પેટમાના છોકરાને કશી અસર થતી નથી પણ ટુકામા સમજવાનુ એટલુ કે ગર્ભવતીને શીળી નીકળે કે ઓરેરા થાય તો કસુવાવડ થાય એવુ મનમા નક્કી સમજી રાખવુ

વખત—અચ્છુ મા સાર પછી કહો।

લક્ષ્મી—(૨) ગર્ભવાળી સ્ત્રીને કોઇ પ્રકારનો આઘાત લાગવાથી પણ કસુવાવડ થાય છે

વખત—આઘાત લાગવો એટલે શુ?

લક્ષ્મી—એટલી પણ ખબર નથી? સગર્ભાને પેટ ઉપર ઠોસો, પાટુ, કે લાકડી મારવાથી તે પડી જાય અને પેટ ઉપર ભારે ઘા લાગે તો કસુવાવડ થઇ જાય બાખડા[1] છોકરાનુ ગોઠણ કે પાટુ પેટ ઉપર લાગવાથી પણ કસુવાવડ થાય

વખત—ઓ મા! ત્યારે તો બાખડા છોકરાને લઇને સુઇ રહેવામા પણ ગર્ભવાળી સ્ત્રીએ ઘણી સભાળ રાખવી જોઇએ

લક્ષ્મી—હા. ઘણીજ સભાળ રાખવાની જરૂર છે

વખત—હવે કહો, બીજી કાઈ જાતનો ઘા બા લાગવાથી કસુવાવડ થઇ જાય છે કે નહિ?

લક્ષ્મી—(૩) પગ લપસી જવાથી જોરથી પેટ દબાય તેમ જો સગર્ભા સ્ત્રી પડી જાય અને તેથી મારી પેઠે આઘાત થાય તો પણ

---

૧ ત્રણ ચાર વરસનુ છોકરૂ માના ખોળામા કે પડખામા હોય એટલામા બીજો ગર્ભ રહે તો આ છોકરૂ બાખડુ કહેવાય

કસુવાવડ થઇ જાય છે (૪) ભારે ધક્કો લાગવાથી, ઘણી જ મહેનત કરવાથી, બગાસાંકે બહુ દુ ખ થાય તેવુ કાઇ કામ કરવાથી, ઘણીવાર વેગ ધારણ કરી રાખવાથી, એટલે ઝાડો, પેસાબ વગેરે રોકી રાખવાથી ઘણી ઉધરસ આવવાથી, અને અતી ઘણુ હસવાથી પણ કસુવાવડ થઈ જાય ખરી (૫) ઘણો ગુસ્સો, ઘણો આનદ કે ઘણુ દુ ખ થવાથી અથવા અચાનક ઘણાજ સારા કે માઠા સમાચાર સાભળવાથી પણ કસુવાવડ થઇ જાય

વખત—ઓ મા! કસુવાવડ થઇ જવાના તો ઘણાએ કારણો જણાય છે ને શુ?

લક્ષ્મી—હા ઘણા કારણો છે પૂરે મહીને વગર અડચણે સુવાવડ આવવી એ કાઇ યોગ ભાગ્યની વાત નથી ઘણી સભાળ અને નિયમ પ્રમાણે રહેવાથી તો સગર્ભા સ્ત્રી અને તેના પેટમાનુ બાળક બને સારા થઇ શકે

વખત—હીક એવી ઘણી સ્ત્રીઓ જોવામા આવે છે કે જેને વારેવારે કસુવાવડ થઇ જાય છે આ પ્રમાણે વારેવારે કસુવાવડ થવાના કાઇ કારણ હશે ખરા કે?

લક્ષ્મી—કારણ વિના તો કાઇ થાયજ નહિ કસુવાવડ થઇ જવાની ટેવ પડી જાય છે ત્રણ મહીના થાય કે કસુવાવડ થઇ જાય કસુવાવડ થયા પછી મહીનાક દિવસ પછી વળી ગર્ભ રહે વળી ત્રણ મહીના થાય કે કસુવાવડ થઇ જાય. આ પ્રમાણે વારેવારે ગર્ભ રહે અને વારેવારે કસુવાવડ થઇ જાય. છેવટ પૂરા મહિના થયા પછી તેવી સગર્ભાને સુવાવડ આવવી એ ઘણુ કઠણ થઇ પડે (મતલબ આવી સ્ત્રીઓને પૂરા મહિના થઇને સુવાવડ આવે એમ બહુ મુસ્કેલ હોય છે)

વખત—ઠીક આ રીતની જેને ટેવ પડી ગઇ હોય, તેને એ ટેવ દૂર કરવાનો કોઇ ઉપાય હશે ખરો કે?

લક્ષ્મી—ઉપાય છે તો ખરો પણ તે ઉપાય એકજ નથી

વખત—તે ઉપાય કહો તો ખરા બેન!

લક્ષ્મી—કોઇ સગર્ભા સ્ત્રીને ઉપરાઉપર બે વાર કસુવાવડ થાય તો તેણે એક વરસ સુધી ગર્ભ ન રહે તેની કાળજી રાખવી યોગ્ય છે

વખત—ગર્ભ ન રહેવા માટે વળી કેવી જાતની કાળજી રાખવી જોઇએ?

લક્ષ્મી—એ પણ તમે જાણી શકતા નથી? એક વરસ સુધી તે પોતાના ધણીથી છુટી રહે એટલે થયુ

વખત—એક વરસ ધણીથી છુટી રહેવા કઇ સ્ત્રી રાજી હોય?

લક્ષ્મી—તો તેનુ નસીબ! પેટમાના બાળકને બચાવવા કરતા સ્વામી સહવાસ વધારે સારો છે?

વખત—ના, ના, હું તો માત્ર મજા કરૂ છુ એક વરસ ગર્ભ ન રહેવાથી શો લાભ થાય?

લક્ષ્મી—લાભ, આપણે જે જોઇએ છીએ તે થાય વારેવારે કસુવાવડ થવાની ટેવ મટી જાય, એ મોટો લાભ

વખત—તમે જે ઉપાય કહ્યો તે ઘણોજ સારો છે આહા! આવો સહેલો ઉપાય હોવા છતા આટલી બધી કસુવાવડો થાય છે, એ ઘણુજ દુખની વાત છે!

લક્ષ્મી—તે ઉપાય છે તેથી શુ થાય? ઉપાય છે, પણ જેને તેની જરૂર છે, તે જાણેજ નહિ, તો એ લાભ કેમ થાય?

વખત—હા, એ તો ખરૂ નહિ તો વરસે વરસે જે સ્ત્રીને ગર્ભ રહે અને કસુવાવડ થઈ જાય તે આટલું બધુ દુખ શા માટે ભોગવે?

એક વરસ તો શું પણ ત્રણ વરસ સ્વામી સહવાસ છોડવાથી પણ જો આ રોગ મટતો હોય તો ઘણી સ્ત્રીઓ ખુશીથી તેમ કરે. આ ઉપાય તેઓ જાણતી નથી તેથીજ તેમનુ આ દુઃખ મટતું નથી. તેઓ એમ જાણે છે કે એ રોગનું કાંઈ ઓસડજ નથી. એ દુઃખ તો ઘણાં વરસ લગી ભોગવવું જ જોઇએ. વળી મોટાં દુઃખની વાત તો એ છે કે જેટલી વાર કસુવાવડ થઇ જાય તેટલી વાર તરત ગર્ભ રહે. વળી એ ગર્ભ રહ્યાને થોડી મુદત થાય એટલે પાછી કસુવાવડ થઈ જાય. આ માસમાં કસુવાવડ થઇ એટલે તે પછીના માસમાં ગર્ભ તો રહેલો જ હોયને હોય.

લક્ષ્મી—એજ જાણવા જેવું છે, કે ને દોષનું મૂળજ આવી ટેવ છે. તેથીજ કહું છું કે એક વારને બદલે બેવાર કસુવાવડ કે તે ટેવ ફેરવી નાંખવાની મેહેનત કરવી જોઇએ. વળી એ ટેવ ફેરવી નાખવી કઠણ પણ નથી.

વખત—નાજ તો, એને કઠણ કેમ કહી શકાય? એક વરસ ગર્ભ ન રહે અને ત્યાર પછી ગર્ભ રહે, તેથી જો વારેવારે કસુવાવડ થઇ જવાનો રોગ મટી જતો હોય તો તેનાં કરતાં તેનો સહેલો ઉપાય શો હોઇ શકે? (મતલબ કે તેનો સહેલામાં સહેલો ઉપાય એજ છે).

લક્ષ્મી—વારેવારે કસુવાવડ ન થવાનો ઉપાય હવે તો તમે મારી પેઠે સમજી શક્યાં કે નહિ?

વખત—હા, તે તો ઘણી સારી રીતે સમજી ગઇ. વારેવારે કસુવાવડ થઇ જવાની ટેવ દૂર થઇ જવાથી સગર્ભા સ્ત્રીને પૂરે મહીને સુવાવડ આવે ખરી કે નહિ?

લક્ષ્મી—હા. આવેજની! વળી સાંભળો. તમને આગળ પણ મેં કહેલું છે કે ત્રણ મહિનાની અંદરજ ઘણે ભાગે સ્ત્રીઓને કસુવાવડ

થઇ છે તેથીજ કહુ છુ કે જે સ્ત્રીને કસુવાવડ થવાની બીક છે, તેણે ચાર મહિના સુધી તો સ્વામી સહવાસ નજર કરવા કરવાથી કસુવાવડ થઈ જાય ફક્ત સ્વામી સહવાસમા જ નહિ પણ પુરા ત્રણ મહિના થઇ જાય ત્યા લગી તો તેણે બધી બાબતમા વણીજ સભાળ રાખવી જોઇએ ત્રણ મહીના પૂરા થઇ ગયા પછી કસુવાવડ થવાની ઘણી બીક નથી, એ સઘળી સગર્ભા સ્ત્રીઓએ સારી રીતે જાણી રાખવા-ની જરૂર છે કારણ કે કસુવાવડની પીડામા પુરૂષો કાઇ પણ ભાગ લેતા નથી

વખત—પુરૂષો તો કાઇ દુખમા ભાગ લેતાજ નથી જેટલા જેટલા દોષ તે બધા આપણે સ્ત્રીઓજ કરીએ છીએ, નહિ ?

લક્ષ્મી—તેથીજ કહુ છુ કે તમે તમારી પોતાની મેળેજ સભાળ રાખતા નહિ શીખો ત્યા સુધી તમારૂ પોતાનુ સારૂ થવુ ઘણુ કઠણ છે

વખત—ઠીક, હવે એ સબધમા વધારે બોલવાનું નથી. પ્રસ્તાએ જાણવુજ જોઇએ કે આ રોગનો આવો સહેલો ઉપાય છે

લક્ષ્મી—હવે તે તો સઘળુ જાણી શકયા ના ?

વખત—તે જાણ્યુ હવે તો તેનાથી બચાવ થઇ શકશે, બેન ! હવે કસુવાવડ થવાના કોઇ લક્ષણો છે કે નહિ ? તે કહો

લક્ષ્મી—હા બેન ! તેના પણ લક્ષણો છે જો ન હોય તો કેમ ખબર પડે કે અમુક સગર્ભા બાઇને કસુવાવડ થઇ જશે.

વખત—તે ખરૂ, ત્યારે એ બધા લક્ષણો મને એકે એકે સારી રીતે સમજાવીને કહો !

લક્ષ્મી—સાભળો કહુ છુ પહેલુ તો તે સ્ત્રીને શરીરે અસુખ જણાય કયાઇ ચ્હેન પડે નહિ, શરીર ભાગે, ઘણી મહેનત કર્યા પછી જેવી આરામ થાય છે તેવી આળસ આય શરીર નબળુ થઇ ગયુ

હોય એમ જણાય અને વાંમામાં શટ થાય ત્યાર પછી જેમ સુવાવડ આવવાની હોય ને વેણો આવે છે તેવીજ વેણો આવવાની શરૂઆત થાય. ત્યાર પછી પ્રસવદ્વારમાં લોહી દેખાય. છેવટ પીડાથી પીડ, કેડ, પેટ અને માથળ શટવા માંડે. આવું થયા પછી થોડીકવારે પેટમાંનો ગર્ભ પડી જાય એટલે કસુવાવડ થઇ જાય.

વખત—આ પ્રમાણે કસુવાવડ થતી વેળા તેની સ્ત્રીઓને બકારી આવી ઉલટી થાય કે?

લક્ષ્મી—હા. ઘણી સ્ત્રીઓને ઉલટી થાય ખરી. તે ઉપરાંત તેની નાડ ઉતાવળી ચાલે, શરીર ગરમ થઈ જાય. વગેરે ઘણાં લક્ષણો જણાય.

વખત—ઠીક. કસુવાડ થતી વખત બધી સ્ત્રીઓને એક સરખાં ચિન્હ થાય કે જુદાં જુદાં?

લક્ષ્મી—જુદાં જુદાં ચિન્હ થાય, એમા શી નવાઇ? (૧) કોઇ કોઇને મુદલે દુઃખ થાય નહિ. ઘણું લોહી પણ પડે નહિ. તરતજ શાન્તિ થઈ જાય. પણ કસુવાવડ થઇ જવાની જેને એક પ્રકારની ટેવ પડી ગઇ હોય છે, તે સ્ત્રીઓનેજ માત્ર આ પ્રમાણે દુઃખ ન થાય (૨) કોઇ કોઇને ઘણું લોહી પડે. એટલું તો લોહી પડે કે તે કારણ-થીજ એકદમ મરી જશે એવી બીક લાગે. (૩) કોઈ કોઇને કસુવા-વડનાં બધાં લક્ષણો જણાય, ત્યાર પછી પુરે મહિને એક જીવતા બા ળકની સાથે એક નાનુ મરેલુ બાળક જન્મે.

વખત—એ વળી શું?

લક્ષ્મી—જ્યારે સ્ત્રીના પેટમાં બે બાળક હોય અને તેમાંનુ એક પેટમાંજ મરી જાય ત્યારે તે મરેલું બાળક પડી જવા માટે તે સ્ત્રીને કસુવાવડનાં બધાં ચિન્હ દેખાઈ આવે, ત્યારપછી તે બધાં લક્ષણ મટી જાય અને મરેલું બાળક પુરા મહીના સુધી પેટમાંજ રહે. છેવટ સુ-

વાવડ વખતે છવતાં બાળકની માથે મરેલું બાળક પણ જન્મે. ( બ-હાર આવે ).

વખત—ઠીક. મરેલુ બાળક એટલા દિવસ પેટમાં રહેવાથી તે સ્ત્રીને કાંઈ દુઃખ ન થાય ?

લક્ષ્મી—ઉપર જણાવ્યુ છે તેથી વધારે દુઃખ શું થાય ? કસુવાવડની બધી પીડા થઇ જાય એથી વધારે દુઃખ ન થાય. સગર્ભા સ્ત્રીને પોતાને પણ ખબર ન પડે કે મરેલુ બાળક પેટમા છે.

વખત—ઠીક. જો પુરા મહીનાની પાસેના વખતમાં કસુવાવડ થાય તો ઘણું લોહી પડે ?

લક્ષ્મી—ના. તમારે આ એક નિયમ જાણી રાખવો કે જેમ જેમ પુરા મહીનાની પાસેના વખતમાં કસુવાવડ થાય તેમ તેમ લોહી ઓછું પડે. એટલે જેમ ગર્ભ કાચો તેમ લોહી વધારે પડે અને જેમ ગર્ભ પાકો તેમ ઓછું લોહી પડે.

વખત—એ વાત મને સાચી જણાય છે ખરી. કારણ કે જ્યારે ત્રણ મહીને કસુવાવડ થાય છે, ત્યારે લોહી ઘણુંજ પડે છે એમ મેં ઘણીવાર જોયું છે. એ તો ઠીક, પણ કસુવાવડનાં લક્ષણની ખબર પડે તો કસુવાવડ થતી અટકાવવાના કોઇ ઉપાયો છે ?

લક્ષ્મી—ઉપાયો નથી એમ તો ન કહેવાય. તો પણ જેને કસુવાવડ થવાની ટેવ પડી ગઇ છે તેના ગર્ભને સાચવી રાખવાનુ કામ ઘણુંજ કઠણ છે.

વખત—ત્યારે તે ઉપાય શું ? તે તો મારે જાણવુંજ જોઇએ.

લક્ષ્મી—સાંભળો, તે કહું છું. પહેલાં તો એ જાણવું જોઇએ કે ગર્ભનું રક્ષણ કરી શકાય તેમ છે કે નહિં ?

વખત—રક્ષણ કરી શકાય તેમ છે કે નહિ, તે અગાઉથી શી રીતે જાણી શકાય ?

લક્ષ્મી—તેનાં લક્ષણ જાણવાથી તે પણ અગાઉથી કેમ ન જાણી શકાય? જેને કસુવાવડ થવાની એક પ્રકારની ટેવ પડી ગઇ છે, તેને કસુવાવડનાં લક્ષણ જાણ્યા છતાં પણ તેના ગર્ભનું રક્ષણ થઇ શકે નહિ. વળી આગળ જેને કસુવાવડ ન થયેલી હોય તેને પણ ઘણુંજ લોહી પડવા માંડે અને ઉપરાઉપરી જબરી વેણો આવવા માંડે તો તેના ગર્ભની રક્ષા કરવાનું પણ બહુ કઠણ છે. પણ જેને અગાઉ કસુવાવડ થઇ ન હોય તેવી સ્ત્રીને લોહી ઘણુંજ ઓછું પડે ને વેણો પણ થોડી થોડી અને ઘણી નરમ આવતી હોય તેવા સંજોગોમાં તરતા તરત ઉપાય કરવાથી ગર્ભની રક્ષા કરી શકાય.

વખત—એવા સંજોગમાં શા ઉપાય કરવા જોઇએ?

લક્ષ્મી—કસુવાવડ થતી અટકાવવાનો મુખ્ય ઉપાય તે સ્ત્રીને પથારીમાંથી ઉઠવાજ ન દેવી એ છે. માત્ર એકલા ખાટલા ઉપર સુપ રાખીને સુવાડી મુકવી. ઝાડો, પેશાબ કરવા માટે પણ તેને ખાટલામાંથી ઉઠવા ન દેવી. તેના ઓરડામાં કોઇ પ્રકારનો ગોટાળો કે ગરબડાટ ન થવા દેવો. વળી તેનો ઓરડો પણ જેમ ઠંડો રાખવામાં આવે તેમ વધારે સારૂં. કસુવાવડ થવાની બીક મટી ગયા પછી પણ તે સ્ત્રીને પાંચ સાત દિવસ સુધી ઉઠવા ન દેવી, એ ડહાપણ ભરેલું છે. ત્યારપછી ધીમે ધીમે સહેલું કામ તેને કરવા દેવું. ટુંકામાં તેને સુવાવડનો વખત આવે અને રીતસર પ્રસવ થાય ત્યાં લગી તેની ઘણી જ કાળજીથી સંભાળ રાખવી.

વખત—ઠીક. માત્ર એકલા ખાટલા ઉપરજ એવી સ્ત્રીને સુવાડી રાખવાનું કારણ શું?

લક્ષ્મી—કસુવાવડ થવાની બીક હોય ત્યારે નરમ બીછાના ઉપર સુવું સારૂં નથી. તેમાં પણ જ્યારે લોહી બહુ પડવા માંડયું હોય ત્યારે તો નહિજ.

વખત—એવી સ્ત્રીને ખોરાક શું આપવો ?

લક્ષ્મી—હલકો ખોરાક આપવો દુધ અને સાબુચોખા અ થવા પાણીમાં તૈયાર કરેલા સાબુચોખા એ બેમાંથી તેને જે ભાવે તે આપવું પણ જે ખોરાક આપવો તે સારી પેંડે ગર્ઢો થયા પછીજ આપનો કોઇપણ ચીજ ગરમ ખાવા દેવી નહિ વળીજ ટહું પાણી પાવું એ પણ સારૂં છે તેથી વણોજ લાભ થાય છે

વખત—કીક સુવાવડ વખતે આવે છે તેની કસુવાવડમાં વેણો આવે તેનો ઉપાય શો ? એવી વણો આવતી હોય એ તો સારૂજ નહિ ના ?

લક્ષ્મી—એવી વેણો તો સારીજ નહિજ વેણો આવતી હોય તો તેનો ઉપાય કરવોજ જોઇએ

વખત—તેનો ઉપાય શો, તે કહો

લક્ષ્મી—તે સ્ત્રીને થોડો અફીણનો અરક આપવાથી એવી વ ણેણો બધ કરી શકાય છે

વખત—અફીણનો અરક તે શું ?

લક્ષ્મી—અગ્રેજી દવા વચનારને ત્યા લાડેનમના નામથી એ ચીજ વેચાય છે તેથી અફીણનો અરક ન મોનતા લાડેનમ માગીએ તો ચાલે આ અરકની એવે વખતે ઘણી જરૂર છે બધાએ તે અરક વરમાં રાખી મુકવોજ જોઇએ પણ એવી જગ્યાએ અને એવી સ બાળવી તેને રાખવો જોઇએ કે તે બાળ બચ્ચાને હાથ ન જાય

વખત—કેમ બાળ બચ્ચા તે પી જાય તો નુકસાન થાય છે ?

લક્ષ્મી—નુકસાન જેવું તેવું નથી ઘણું મોટું નુકસાન છે બાળ બચ્ચાઓને એ અરક ઝેર જેવો છે તેથી બાળ બચ્ચાને તો તેની પાસે પણ ન જવા દેવા

વખત—એ અરક કેટલો આપવો જોઇએ?

લક્ષ્મી—દરેક વખત તેના પદર ટીપા આપી શકાય

વખત—પાણીની સાથેજ અપાય કે નહિ?

લક્ષ્મી—હા અધોળ પાણીમા પદર ટીપા એ અરક નાખીને તે સ્ત્રીને તે પાવુ

વખત—આ ઓસડ એકજ વાર આપવુ કે વારવાર આપવુ?

લક્ષ્મી—ગનીનાર આ ઓસડ આપવુ તેનો કાઇ નિયમ કહી શકાય નહિ જ્યા લગી વેણો બધ ન થાય ત્યા સુધી વારેવારે તે ઓસડ આપવુ જોઇએ જ્યારે વેણો આવતી બધ થઇ જાય ત્યારે ઓસડ આપવાની જરૂર નહિ

વખત—ઠીક બજારમાથી અફીણ લાવીને ખવરાવીએ તો ફાયદો ન થાય?

લક્ષ્મી—ફાયદો ન થાય એમ તો નહિ કહી શકાય પણ બજારમા ચોખુ અફીણ મળતુ નથી તેથી તેનુ અફીણ વણા પ્રમાણમા આપ્યા સિવાય એનો ફાયદો થાય નહિ તે ઉપરાત અફીણના અરકથી વધારે લાભ થાય છે

વખત—ત્યારે તો બજારનુ અફીણ ન આપતા અફીણનો અરક આપવા એ વધાર ઠીક વળી એ અરક મેળવવામા પણ કઇ મુશ્કેલી નથી વારુ હવે વણ થોડી પણ હોય તો તે અટકાવવાને શુ કરવુ તે કહો?

લક્ષ્મી—તે કહુ છુ માલમ પણ ઘણુજ થોડી પડે તો ઘણે ભાગે ગર્ભનુ રક્ષણ કરી શકાય નહિ તે તો તમો જાણો છો ના?

વખત—હા તે તો તમે મને આગળ પણ કહેલુ છે

લક્ષ્મી—જો ઘણુ થોડી પડે છે એમ જણાય તો તે સ્ત્રીને એક કાપુ પથારીમા સુવરાવી અને ઠડા પાણીમા એ ટુગડાનો કકડો

ભીંજવીને તે કટકો પ્રસવના દ્વારમાં અને તેની આસપાસ ચારે તરફ લપેટી રાખવો.

વખત—એ ભીંજવેલો કટકો એમને એમ રાખી મુકવો કે સુકાય એટલે સાથી લઇ લઇ ફરી ફરી ભીંજવીને મુકવો?

લક્ષ્મી—હા, વારવાર લઇ લેવો. પાછો તેને ભીંજવવો અને લપેટવો. એમ ઉપરા ઉપર કર્યા કરવું. નહિ તો કાંઇ લાભ થાય નહિ. જે કટકો ભીંજવી મુક્યો હોય તે થોડી વાર પછી લઇ લેવો. ત્યાર પછી થોડીકવારે તે ફરી ભીંજવવો અને ઉપરનેજ ઠેકાણે પાછો ફરી લપેટવો. આમ વારંવાર કર્યા કરવું.

વખત—વારૂ. આ પ્રમાણે વારંવાર કરવા છતાં પણ લોહીબંધ ન થાય તો પછી શું કરવું?

લક્ષ્મી—લોહી ન અટકે તોપણ આગળ કહેલું છે તે પ્રમાણે ભીંજવેલા લુગડાના કટકાનો પ્રસવ દ્વારમાં ડુચો દઇ રાખવો: કારણ કે જો ડુચો ન દઇ રાખવામાં આવે તો ઘણું લોહી પડવાથી તે સ્ત્રી મરી જાય.

વખત—ઘણી સારી વાત. પણ એ પ્રમાણે લુગડાનો ડુચો દેવાથી લોહી બહાર ન આવે એ ખરૂ, પણ તે લોહી કમળમાં એકઠું થાય તો તેનો શો ઉપાય કરવો? કમળમાં ઘણું લોહી એકઠું થાય તો તે સ્ત્રી મરી ન જાય?

લક્ષ્મી—હા, મરીજ જાય, એમાં શી નવાઇ?

વખત—ત્યારે તેનો ઉપાય શો?

લક્ષ્મી—તેનો ઉપાય એ છે કે વાદળીના ટુકડાનો ડુચો દઇ પહેલાં તો લોહી બહાર આવતું બંધ કરવું. ત્યાર પછી તે સ્ત્રીની પાસે બેસી સંભાળથી તપાસવું કે તેના કમળમાં લોહી એકઠું થયું છે કે નહિ?

વખત—તે કેમ કરીને જાણી શકાય?

લક્ષ્મી—તે જાણવાનો ઉપાય છે. ચિન્હો જોઇને તે પણ જાણી શકાય.

વખત—તેનાં લક્ષણો કયાં, તે કહો, ત્યારે.

લક્ષ્મી—મોં અને આખો ફીકાં થઇ જાય, પેટ ચડી આવે, નાડ ધીમી થઇ જાય, શરીરમાં કાંઇ પણ બળ રહે નહિ, તે સ્ત્રી તરફડે, અને જાણે તેનો ઉધવાનો વખત આવ્યો હોય એમ જોનારને જણાય. આવાં ચિન્હો જોવામાં આવે ત્યારે સારી રીતે જાણી શકાય છે કે કમળમાં લોહી એકઠું થયું છે અથવા થવા માંડ્યુ છે.

વખત—ઠીક. પણ એવાં ચિન્હો જોવામા આવે ત્યારે શું કરવું?

લક્ષ્મી—પ્રસવદ્વારમાંથી વાદળીનો કટકો લઇ લેવો. ત્યાર પછી ઠંડા પાણીમાં લુગડાનો કટકો બોળીને આગળ કહી જવામાં આવ્યું છે તેમ પ્રસવદ્વાર ઉપર અને તેની આસપાસ ચારે તરફ સારી પેઠે તે કટકો લપેટવો. આ વાત તમને ટુંકામાં કહી બતાવું. કસુવાવડ• થઇ ન હોય અને લોહી વહેતું બંધ થાય નહિ ત્યારે ઘણું લોહી પડવાથી તે સ્ત્રી મરી ન જાય અથવા ઘણીજ અશક્ત ન થઇ જાય તેટલા માટે પાણી વગેરે પ્રસવદ્વારમાં લગાડીને જેમ બને તેમ લોહી ઓછું પડે તેવી મહેનત કરવી. ત્યાર પછી અધોળેક પાણીમાં થોડો એક દ્રાક્ષાસવ (ખપે તેણે બ્રાંડી) મેળવીને તે ઓસડ આપવું. જો તે સ્ત્રી ઘણી અશક્ત થઇ ગઇ હોય તો આ ઓસડ ઉપરા ઉપર આપવુ. તેથી લોહી પડવાથી તે સ્ત્રી અત્યંત અશક્ત થઇ જશે નહિ.

વખત—ત્યાર પછી કહો. કસુવાવડ થઇ ગયા પછી તે સ્ત્રીને શી રીતે રાખવી? તેમજ તેની કેવી સંભાળ રાખવી?

લક્ષ્મી—તે સ્ત્રીની ખૂબ• સંભાળ રાખવી. કારણકે સુવાવડ કરતાં

કસુવાવડમાં ઘણું દુઃખ છે. "માત સુવાવડ સારી પણ એક કસુવાવડ ભુંડી" એવી કહેવત છે. પુરે મહીને સુવાવડ આવે ત્યારે જે નિયમ પ્રમાણે સુવાવડીને રાખવાનું કહેવામાં આવ્યુ છે, તેવા જ નિયમથી કસુવાવડમાં પણ સંભાળ રાખવી. તેથી પણ વધારે સંભાળ રાખવી. દસ પંદર દિવસ સુધી તો તેને મુદ્દલ ઉઠવા બોલવા કે હરવા ફરવા દેવી નહિં. પ્રસવ દ્વારમાંથી કેટલાએક દિવસ લગી જે થોડું થોડું લોહી પડયા કરે છે તે બંધ ન થાય અને ઝાડાની કબજીઆત ન રહે તેવો ઉપાય કરવાની જરૂર છે.

વખત—કસુવાવડના સંબંધમાં હવે બીજું કાંઇ કહેવાનું છે?

લક્ષ્મી—ઘણું ખરૂં કહેવાઇ ગયુ છે. હવે થોડુંક કહેવાનું માત્ર બાકી છે.

વખત—ત્યારે હવે તે કહી દો.

લક્ષ્મી—કસુવાવડ થવાની જે સ્ત્રીને ટેવ પડી ગઇ છે, તેની તે ટેવ મટાડવાનો ઉપાય આગળ મેં તમને કહેલો છે, તે તો તમારા ધ્યાનમાં છે ના?

વખત—અરે, બેન! તે તો ધ્યાનમાં કેમ ન હોય? એજ ભુલી જાઉં તો બીજું ધ્યાનમાં રહે શું?

લક્ષ્મી—જે સ્ત્રીને એકવાર કસુવાવડ થઇ ગઇ છે, તેને ફરી ગર્ભ રહે ને તે વખત આવે ત્યારે ઘણીજ સંભાળ રાખવાની આવશ્યકતા છે. મુદ્દલ ઉઠવું, બેસવું, ફરવું, હરવું નહિ. ચુપ થઇને સૂઇ જ રહેવું. જ્યાં સુધી તે વખત વીતી ન જાય ત્યાં લગી આ નિયમ પ્રમાણે રહેવું. ઉઠી બેસીને હરવું ફરવું નહિ અને ચુપ થઇને બીછાનામાં સુઇ રહેવું. એ આ રોગ અટકાવવાનો મોટામાં મોટો ઉપાય છે. આ વાત બધી સ્ત્રીઓએ સારી પેઠે ધ્યાનમાં રાખવી. ગર્ભ રહ્યા પછી સ્વામી સહવાસ બંધ કરવો. એ વાત કદી પણ ભુલવી

નહિ. તે સ્ત્રીને જો કોઇ પ્રકારનો રોગ હોય તો તે મટાડવાનો અગાઉથીજ ઉપાય કરવો. નહિ તો ગર્ભ સાચવવાનું કામ ઘણું કઠણ થઇ પડે છે અને સ્ત્રી નબળી હોય તો તેનુ શરીર જેથી બળવાન થાય તેવો ઉપાય કરવો.

વખત—નબળું શરીર શી રીતે બળવાન થાય?

લક્ષ્મી—બળ આપે તેવું ઓસડ ખાવાથી અને બળ આપે તેવો ખોરાક ખાવાથી. બળ આપે તેવો ખોરાક કયો, તે તો જાણો છો ના?

વખત—તે કેમ ન જાણું? દુધ, રોટલી, જાત જાતનાં કઠોળની દાળ એ બધો બળ આપે તેવો ખોરાક છે, નહિ?

લક્ષ્મી—હા ખરૂં. આપણા દેશની સ્ત્રીઓ માટે એ માગે ખોરાક છે. હવે માત્ર એકજ વાત મારે કહેવાની છે.

વખત—શી વાત?

લક્ષ્મી—કસુવાવડ થવાનો જેને ભય છે, તેણે હમેશાં નિયમ પ્રમાણે ઠંડા પાણીથી નાહાવાની ટેવ પાડવી. એ ઘણું સારૂં છે. પણ તેથી એમ મમજવાનુ નથી કે ઘણા ઠંડા પાણીથી નહાવું, તેથી તો ભારે નુકસાન થાય છે. સામાન્ય ઠંડા પાણીથી નહાવાની ધીમે ધીમે ટેવ પાડવી એમ કહેવાની મતલબ છે.

## પ્રકરણ ૧૦ મું.

### મૃતવત્સા એટલે જેનાં બાળક મરી જતાં હોય તેવી સ્ત્રી.

વખત—ઘણી પ્રસૂતાઓને બાળક થઇ થઇને મરી જાય છે. એવી સ્ત્રીઓનાં બાળકને બચાવવાનો કોઇ ઉપાય નથી?

લક્ષ્મી—નથી એમ કેમ કહેવાય? ઉપાય કરીએ તો ઉપાય છે.

વખત—શો ઉપાય છે, બેન ?

લક્ષ્મી—ઉપાય કહું છું. સાંભળો. વારેવારે કસુવાવડ થઇ જવાની. જેમ કેટલીક પ્રસુતાને ટેવ પડી જાય છે, તેમ વારેવારે બાળક મરી જવાની પણ કેટલીક પ્રસુતાને ટેવ પડી જાય છે આવી પ્રસુતાઓના બાળકને બચવાનું કામ ઘણુંજ કઠણ છે.

બચાવવાનો ઉપાય કર્યા વિના બીજા બાળકની ઇચ્છા રાખવી એ ઠીક છે કે નહિ? એમાં કાંઇ પાપ છે કે નહિ, તે પણ વિચારવું જોઇએ. મા બાપ એ બંનેને એમાં સરખુંજ પાપ લાગે છે.

વખત—ખરૂંજ તો, પાપ બંનેને સરખું છે. તમારી વાત સાંભળીને મને આ સમજણ પડી. આમાં પાપ છે, એ વાત આગળ કદી પણ મારા મનમાં આવી નહોતી. ગમે તેમ હો, તમે એમ તો કહો છો કે આ રોગ અટકાવવાનો કોઇ ઉપાય નથી એમ તો નથી. મતલબ કે એ રોગ મટવાનો પણ ઉપાય તો છેજ. જે જે રોગની વાત મેં તમને પૂછી, તે સઘળાના ઉપાય તમે બતાવ્યા છે. આ રોગ શું ન મટે તેવો છે? તેનો બરાબર ઉપાય નથી?

લક્ષ્મી—એનો બરાબર ઉપાય તો આપણી પ્રસૂતાઓનું કપાળ છે! આપણી પ્રસૂતાઓ તો બીજાનું ભુંડું કરીને પોતાનું સારૂં કરવાની મહેનત કરે છે. કેમ એમજ થાય છે કે નહિ?

વખત—હા એ વાતની તો મારાથી ના નહિજ કહેવાય.

લક્ષ્મી—બીજી પ્રસૂતાનું નઠારૂં કરીને પોતાના બાળકની રક્ષા કરવાથી કદિ પણ સારૂં થાય ખરૂં? કદિ પણ ન થાય. આપણી પ્રસૂતાઓ સારૂં માઠું કાંઇજ સમજતી નથી. જે કોઇક બતાવે તે તેઓ કરે! કોઇક માણસ એમ બતાવે કે 'અમુક પ્રસૂતાના બાળકને કોઇક યુક્તિ કરીને મારી નાખજો, તો તમારૂં બાળક બચશે.' તો પોતાનું બચશે એવી મૂર્ખતાથી તે એવું મોટું પાપ કરતાં પણ પાછું વાળીને જોશેજ નહિ. આ શું માણસપણું કહેવાય? જનાવરો પણ આવું તો ન કરે. ધારો કે બીજાનું નઠારૂં કરવાથી કદાચ આપણે આપણું સારૂં કરી શકીએ તોપણ આ પ્રમાણે થયેલું આપણું સારૂં લાંબા વખત સુધી રહે ખરૂં કે? તે તો જરાક વિચારો! કદિ પણ ન રહે.

વખત—શો ઉપાય છે, બેન ?

લક્ષ્મી—ઉપાય કહુછુ. સાભળો વારેવારે કસુવાવડ થઇ જવાની, જેમ કેટલીક પ્રસુતાને ટેવ પડી જાય છે, તેમ વારેવારે બાળક મરી જવાની પણ કેટલીક પ્રસુતાને ટેવ પડી જાય છે આવી પ્રસુતાઓના બાળકને બચવાનુ કામ ઘણુજ કઠણ છે

તમાંથી તો પ્રસૂતાઓ આટલાં બધાં પાપ કરે છે, એ વાત જાણ્યામાં આવી. એ તો બધું ઠીક, પણ હવે તમે એવી સ્ત્રીઓનાં બાળકો બચાવવાનો ઉપાય બતાવી દો, એટલે પછી પ્રસૂતાઓ ખરો ઉપાય જાણવાથી આવાં પાપ કરવાની ઇચ્છાજ નહિ કરે.

લક્ષ્મી—આ પહેલાંજ કહી ગઇ છું કે આ રોગનો માત્ર એકજ ઉપાય છે. એવી સ્ત્રીઓ જો એક વરસ કે દોઢ વરસ સુધી પોતાના ધણીથી છુટી રહે તો તેનો એ રોગ મટી જાય છે.

વખત—વારેવારે કસૂવાવડ થઇ જતી હોય, તેને માટે પણ આજ ઉપાય છે, નહિં ?

લક્ષ્મી—હા, એ પણ મેં તમને કહીજ રાખેલું છે. બંનેમાં એકજ વાત છે. એક કે દોઢ વરસ સુધી સળંગ તે સ્ત્રીએ પોતાના ધણીથી છુટાં રહેવું. ત્યાર પછી ગર્ભ રહેવાથી જે બાળક થાય તે જીવે અને સુખેથી ઉછરે. આ ઉપાય લેવાથી તે પ્રસૂતાનો દોષ હમેશને માટે મટી જાય. આ ઉપાય લેવાથી પ્રસૂતાને કાંઇ પણ ખોટું કરવું ન પડે; અને બાળક ઉછરે.

વખત—ઠીક, બરાબર સમજણ પડી. એ રોગનું આ ઓસડ છે, એમ પ્રસૂતાએ જાણવું જોઇએ.

લક્ષ્મી—હા, એ તો જાણવું જ જોઇએ. જાણે નહિં તો તે પ્રમાણે વરતે ક્યાંથી ? અને તે પ્રમાણે વરતે નહિં તો ફાયદો શી રીતે થાય ? જાણે નહિં તો ઘણાં વરસ સુધી પ્રસૂતા દુઃખ ભોગવ્યાંજ કરે, એમાં શી નવાઇ ? કોઇને પાંચ, કોઇને સાત, કોઇને દશ અને કોઇને બાર બાળક ઉપરાઉપર મરી જવાની વાત આપણે સાંભળીએ છીએ, એ શું થોડાં દુઃખની વાત છે ? એટલાં બધાં બાળકો વરસ વરસને આંતરે મરતાં દેખ્યાં છતાં તેનો શો ઉપાય કરવો, તે પણ કોઈ વિચા-

અને જ્યારે એમ થાય ત્યારે ફાયદો શો થયો ? આ દુનિયાનો લાભ પણ ગયો અને પરલોકનો લાભ તો પહેલાથીજ ગયેલો છે, કેમ એમજ કે નહિ ?

વખત—એ તો ઉઘાડુંજ છે એની ના કાંઇથી પણ કેમ કહે વાય! તમે કાઇ દિવસ ગેરવાજબી બોલો છો કે તેની ના કહેવાય ?

લક્ષ્મી—જેના બાળકો ઉપરાઉપર મરી જતા હોય, એવી ઘણી સ્ત્રીઓને મોટા રસ્તા ઉપર ચકલામા અને પાણીને શેરે કુંડાળા કરતી આપણે જોઇએ છીએ તેની મતલબ બીજી કાઇ નથી બીજી કોઇ પ્રસુતાનો પગ એ કુંડાળામા આવે તો તેનુ બુરુ થાય, અને જેણે કુંડાળુ કરેલુ છે, તેના બાળક જીવતા રહે આવી મૂર્ખતાભરેલી તેમની માન્યતા હોય છે કેટલીક સ્ત્રીઓ વળી બીજી પ્રસુતાના પહેલા બાળકના માથાના વાળ કાપી લે છે અને તેથી પોતાનુ સારૂ અને સામાનુ બુરુ થશે એમ માને છે પોતાના બાળક જીવતા રહેશે એમ સમજીને કેટલીક સ્ત્રીઓ, બીજાના નાના કુમળા બાળકોને ડામ દે છે આ બધાથી પોતાનુ તો સારૂ થાય કે ન થાય, પણ બીજાનુ બુરુ કરવા માટે તો આ મહેનત ખરીજ કે નહિ ?

વખત—બીજાનુ બુરુ કરવા માટેજ આ બધી મહેનત કરેછે

લક્ષ્મી—ત્યારે જુઓ! આ કેવુ મોટુ પાપનુ કામ છે? બીજાનુ બુરુ કરવાથી પોતાનુ સારૂ થશે એ વાત જો નક્કીજ હોય તોપણ બીજાનુ બુરુ કરવુ એ કદિ પણ યોગ્ય ન ગણાય બીજાનુ બુરુ કરવાથી ઇશ્વર આપણુ કોઇ દિવસ સારૂ કરેજ નહિ બધી પ્રસુતાઓએ આ વાત સારી રીતે જાણી રાખવી જોઇએ

વી ભામીંરેવારે જેનાં બાળક મરી જાય છે, તેવી સ્ત્રીઓના સબધની વાત કાઢવાથી તો મારા મનને બહુજ દુખ થાય એ વા

તમાથી તો પ્રસૂતાઓ આટલા બધા પાપ કરે છે, એ વાત જાણ્યામા આવી એ તો બધુ ઠીક, પણ હવે તમે એવી સ્ત્રીઓના બાળકો બચાવવાનો ઉપાય બતાવી દ્યો, એટલે પછી પ્રસૂતાઓ ખરો ઉપાય જાણવાથી આવા પાપ કરવાની ઇચ્છાજ નહિ કરે

લક્ષ્મી—આ પહેલાજ કહી ગઇ છુ કે આ રોગનો માત્ર એક્જ ઉપાય છે એવી સ્ત્રીઓ જો એક વરસ કે દોઢ વરસ સુધી પોતાના ધણીથી છુટી રહે તો તેનો એ રોગ મટી જાય છે

વખત—વારેવારે કસૂવાવડ થઇ જતી હોય, તેને માટે પણ આજ ઉપાય છે, નહિ ?

લક્ષ્મી—હા, એ પણ મે તમને કહીજ રાખેલુ છે બનેમા એક્જ વાત છે એક કે દોઢ વરસ સુધી સગર્ભા તે સ્ત્રીએ પોતાના ધણીથી છુટા રહેવુ ત્યાર પછી ગર્ભ રહેવાથી જે બાળક થાય તે જીવે અને સુખેથી ઉછરે આ ઉપાય લેવાથી તે પ્રસૂતાનો દોષ હમેશને માટે મટી જાય આ ઉપાય લેવાથી પ્રસૂતાને કાઇ પણ ખોટુ કરવુ ન પડે, અને બાળક ઉછરે

વખત—ઠીક, બરાબર સમજણ પડી એ રોગનુ આ ઓસડ છે, એમ પ્રસૂતાએ જાણવુ જોઇએ

લક્ષ્મી—હા, એ તો જાણવુ જ જોઇએ જાણે નહિ તો તે પ્રમાણે વરતે ક્યાથી ? અને તે પ્રમાણે વરતે નહિ તો ફાયદો શી રીતે થાય ? જાણે નહિ તો ઘણા વરસ સુધી પ્રસૂતા દુ ખ ભોગવ્યાજ કરે, એમા શી નવાઇ ? કોઇને પાચ, કોઇને સાત, કોઇને દશ અને કોઇને બાર બાળક ઉપરાઉપર મરી જવાની વાત આપણે સાભળીએ છીએ, એ શુ થોડા દુ ખની વાત છે ? એટલા બધા બાળકો વરસ વરસને આતરે મરતા દેખ્યા છતા તેનો શો ઉપાય કરવો તે પણ કોઈ વિચા

વધારે દુઃખ થાય છે. એ વેણોથી પ્રસૂતા એટલી તો અકળાઈ જાય છે કે, તે સંભારતાં પણ મને તો મુન્ઝારો થઈ આવે છે.

લક્ષ્મી—હા, એ વેણોથી ઘણું દુઃખ થાય છે, એ ખરૂં. એ દુઃખ મટાડવાનો ઉપાય નથી, એમ તો નથીજ. પણ એ વેણોથી લાભ છે. નુકસાન નથી. કારણકે એ વેણો આવવાથી લોહી પડવાની બીક રહેતી નથી. એ ઉપરાંત કમળમાં જે લોહીનો બગાડ રહી ગયો હોય, તે એ વેણો આવવાથી પડી જાય છે. એ લોહીનો બગાડ બહાર કાઢી નાંખવા સારૂજ કમળ સંકોચાય છે. કમળનો આ સંકોચ તેજ પ્રસવ પછી આવતી વેણો છે. આ પ્રમાણે થવાથીજ કમળ સંકોચાઇને નાનું થઈ જઈ પોતાની અસલ જગ્યાએ જઇ રહે છે, એ શું થોડો ફાયદો તમે માનો છો?

વખત—જો આમ છે, તો તો એથી ઘણોજ ફાયદો છે, તેની ના કેમ કહેવાય? પહેલી વારની પ્રસૂતાને પ્રસવ પછી આવતી વેણોથી બહુ દુઃખ થતું નથી, ખરૂ કે નહિ?

લક્ષ્મી—હા, જેમ જેમ બાળકો થતાં જાય તેમ તેમ આ વેણોથી વધારે દુઃખ થતું જાય, એ એક મુખ્ય નિયમ જાણી રાખવો.

વખત—બાળક અવતર્યા પછી કેટલીવારે આ વેણો આવવા માંડે છે?

લક્ષ્મી—તેની પણ તમને ખબર નથી?

વખત—મને શી રીતે ખબર હોય? મારે તો એકજ બાળક થયું છે. પછી બાળક થયુંજ નથી. મોતીને પણ આ પહેલોજ ભાણીયો આવ્યો છે.

લક્ષ્મી—એ તો ખરૂં. આ તો મને સાંભર્યુંજ નહોતું. બાળક અવતર્યા પછી અરધેક કલાકે આ વેણ આવવા માંડે છે. ત્યારપછી કોઇ કોઇને

આ વેણ એક દિવસ અને કોઈ કોઇને દોઢ દિવસ પણ આવે છે. કોઇ કોઇ પ્રસતાને વળી આથી વધારે વાર પણ વેણ આવે છે.

વખત—ઠીક, એ વેણોથી પ્રસૂતાને ઘણુંજ દુઃખ થાય, તો પણ તેનો કાંઇ ઉપાય ન કરવો?

લક્ષ્મી—બહુજ દુઃખ થાય તો ઉપાય કરવો, શામાટે ન કરવો? પણ દોડાદોડ કરવામાં કાંઇ સારૂં નથી. બહુજ પીડા થાય તો અફીણનો અરક પંદર ટીપાં નવટાંક પાણીમા આપી દેવો.

વખત—અફીણનો અરક આપવાથી એ વેણો બંધ થઇ જાય?

લક્ષ્મી—હા, થોડીકવાર પછી એકદમ અગ્નિ ઉપર પાણી છાંટ્યા જેવું થાય.

વખત—શું કહો છો? અફીણના અરકમાં એટલો બધો ગુણ છે? ત્યારે તો થોડોએક અફીણનો અરક ઘરમાંજ રાખી મુકવો જોઇએ.

લક્ષ્મી—એકલો અફીણનો અરકજ નહિં, પણ અર્ગટ ઓફ્ રાઇ, દ્રાક્ષાસવ (ખપે તેણે બ્રાંડી) એ બે ચીજો પણ ઘરમાં રાખી મુકવીજ જોઇએ. પ્રસવનો વખત પાસે આવે ત્યારે એ ત્રણ ચીજો થોડી થોડી ઘરમાં રાખી મુકવી, એ બહુ સારૂ છે. એમાં દ્રાક્ષાસવ (બ્રાંડી) ની કાંઇક વધારે કિંમત પડે છે, બાકીની બે ચીજો તો ચાર આનામાં તો જોઇએ તેટલી આવી રહે છે.

વખત—એમાં પૈસાનો હિસાબ શો ગણવો? એવો વખત આવે ત્યારે બે રૂપીઆ ખરચ પણ થાય. એથી વધારે ખરચ તો ન થાયના?

લક્ષ્મી—એટલું બધું ખરચ શેનું થાય? રૂપીઆ સવા રૂપીઆમા તો બધી ચીજો આવી રહે.

વખત—ગમે તે એમ, પણ એ ત્રણે ચીજો ઘરમાંજ રાખવી જોઇએ.

---

# પ્રકરણ ૧૨ મું.

## સૂવાવડના ઓરડામાં બાળકનાં શરીરની તપાસણી.

વખત—કેટલાક બાળકોને હાથ પગના આંગળા વધારે હોય છે અને કેટલાક બાળકના પગ ઉપર કોઇ કોઇ જગાએ મોટા મસા હોય છે. આમ હોય તો વધારાના આંગળા અને મસા કાપી નાખવા જોઇએ નહિ?

લક્ષ્મી—હા, એમ હોય પણ ખરા અને તે કાપી નાખવા જોઇએ બાળકનો નાળ વધેર્યા પછી અને પ્રસૂતાને કાંઇક નિરાંત થવા પછી બાળકના હાથ, પગ, મો, આંખ કાન, નાક હોઠ, મળદ્વાર વગેરે એક એક અવયવ બરાબર તપાસીને જોવા હાથે અથવા પગે આંગળા વધારે હોય તો તે કાપી નાખવા.

વખત—શાથી કાપવા?

લક્ષ્મી—ધારવાળી છરી વડે કાપવા

વખત—છરીથી કાપતા બહુ લોહી વહે તો શું કરવું?

લક્ષ્મી—બહુ લોહી પડેજ નહિ! છરીથી કાપ્યા પછી એક પાતળો લુગડાનો કકડો ટાઢા પાણીમા પલાળીને તે જગ્યાએ બાંધી રાખવો જોઇએ આમ કરવાથી લોહી પણ પડે નહિ, અને બાળકને દુખ પણ થાય નહિ શરીર ઉપર કોઇ જગ્યાએ મોટા મસા જોવામા આવે તો તેનું પણ આ પ્રમાણેજ કરી નાખવું મસા બહુ નાના હોય, અને મરડાથી કપાય તેવા નહોય, તો તેને કાપવાની કાંઇ જરૂર નહિ

વખત—મળદ્વાર (ગુદ) ની પરીક્ષા કરીને શું જોવાનું છે?

લક્ષ્મી—અરે બેન! એટલું પણ જાણતા નથી? કોઇ કોઇ બાળકને મળદ્વાર સુદ્ધાંજ હોતું નથી

વખત—શું કહો છો? હામુકું મળદ્વારજ ન હોય? એમ હોય તો પછી શું કરવું?

લક્ષ્મી—નજદીકમા કોઇ સારો ડુાકીઆર ડાક્ટર હોય તો તે બાળક તેને બતાવવુ અને તરત તેનો ઉપાય કરાવવો જો એમ કરવામા ન આવે તો બાળકને ઝાડો ન ઉતરી શકવાથી બાળક મરી જાય કોઇ બાઇને આખો બધ હોય છે એનો ઉપાય પણ ડાકટર કરી આપી શકે છે દાઇયાપુ તો માત્ર આ બધુ તપાસીને ડાક્ટરને કહી શકે એમ સમજ્યા કે નહિ ?

વખત—હા તે બધુ હુ સારી પેઠે સમજી છુ હવે વધારે કઇ કહેવુ પડશે નહિ કાનના કાણામા મોટા મસો નહોય ?

લક્ષ્મી—હા કાનમા પણ મોટા મસો હોય તેમ હોય તો તેને પણ આગળની પેઠે કાપી નાખવો જોઇએ. આજ તો બેન ! ઘણો વખત થઇ ગયો છે હુ વધારે વાર બેસી શકીશ નહિ હવે હુ જાઉ છુ તમે પણ મારી બધી વિદ્યા લગભગ શીખી ગયા છો

વખત—તે વિદ્યા શીખી જવાને તો હજી ઘણી વાર છે

લક્ષ્મી—હવે એક બીજુ સાભળી લ્યો તમને એક વાત કહેના ભૂલી ગઇ છુ આ વાત તમને અગાઉથી કહેવી જોઇતી હતી

વખત—કઇ વાત, બેન ?

લક્ષ્મી—એવી કાઇ ભારે વાત નથી પ્રસવનો દિવસ પાસે આવે ત્યારે પ્રસૂતાને એરંડીયાનો એક જુલાબ આપવાની ઘણી જરૂર છે એ પણ તમને કહી દેવુ જોઇએ

વખત—ત્યારે તે પણ કહી દો પ્રસવ થવાને કેટલા દિવસની વાર હોય ત્યારે જુલાબ આપવો ?

લક્ષ્મી—આઠેક દિવસ બાકી હોય ત્યારે આપવો એ ઠીક છે આશરે દહાડા ગણીને જુલાબ આપવો પછી બે દહાડા આગળ પાછળ થાય તેમા અડચણ નથી

વખત—એરંડીઉં કેટલુ આપતું, અને કયા નિયમ પ્રમાણે આપતું તે જરા કહેશો ?

લક્ષ્મી—કેમ ભુલી ગયાં કે ? એ તો બહુ આગળ કહેલું છે, તે પ્રમાણેજ કરવાનું છે.

વખત—ઠીક. હવે યાદ આવ્યું. પૂર્ણ એ વખતે જુલાબ આપવાની શી જરૂર છે ?

લક્ષ્મી—પ્રસવ પહેલાં પેટ સાફ થયેલું હોય, તો પ્રસતા સહેજે પ્રસવ કરી શકે છે. ઘણી વખત એ એમ પણ જોયું છે કે જુલાબ લાગ્યા પછી તરતજ વેણો આવવા માંડે છે, અને આમ થાય ત્યારે પ્રસતાને પ્રસવ કરતાં જરા પણ દુઃખ થતું નથી.

વખત—પુરે મહિને જ્યારે પ્રસવને વાર નહોય ત્યારે જુલાબ આપવાથી આમ થયેલું તમે જોયું છે!

લક્ષ્મી—હા, એમ પણ થાય છે. મારે તમને સમજાવવાનું એટલુંજ છે કે પ્રસવના વખત પહેલાં થોડેક દિવસે જુલાબ આપવાથી ઘણોજ ફાયદો છે. એ વાત તમારે હમેશાં યાદ રાખવી.

વખત—બહુ સારૂં, એ વાત હું બરાબર યાદ રાખીશ. પુરે મહિને પ્રસતાને જુલાબ આપવામાં કાંઈ અડચણ તો નથી ના ?

લક્ષ્મી—અડચણ શી ? આ વખતે જુલાબ આપવાથી અડચણ કાંઇ છેજ નહિં. ઉલટો ઘણોજ ફાયદો છે. કાંઇ પણ કષ્ટમાં વિના પ્રસૂતા પ્રસવ કરે એવી ઇચ્છા હોય તો પ્રસવનો દિવસ નજીક આવે ત્યારે એક જુલાબ જરૂર આપવો, વધારે બીજું શું કહું ?

વખત—હવે કાંઇ કહેવાનું નથી.

લક્ષ્મી—ત્યારે, હવે જાઉં ?

વખત—હા, ભલે સુખેથી જાઓ. હું પણ જઇને કામકાજે વળગું.

બીજો ભાગ સમાપ્ત.

# ધાત્રી શિક્ષા.






## ભાગ ત્રીજો.

### પ્રકરણ ૧ લું.

**કાચી ઉમરનાં લગ્ન અને ગર્ભ ધારણની ખરાબી.**

વખત—આવો, લક્ષ્મી બેન! આજ તો ઘણે દિવસે તમારાં પગલાં થયાં! હું તમારી વરસાદની પેઠે વાટ જોતી હતી. કંઈ બહુ કામમાં ગુંચવાયાં હતાં? કાંઇ નવા જુની કહો છો?

લક્ષ્મી—બેન, તમે જાણોજ છો ના, કે આજકાલ જણતર કરવાનું કામ ઘણુંજ વસમું થયું છે. જ્યાં જુવો ત્યાં ગર્ભસ્રાવ, કસુવાવડ અને વસમાણ! પાંશરેપાંશરૂં તો કોઈકજ નશીબદાર પ્રસૂતામાં ઉતરે. વળી ગર્ભ રહ્યા સંબંધી રડાકુટાનું તો પૂછોજ માં!

વખત—કેમ, વળી એ રડાકુટા ક્યા? શું હજી એમાં કાંઇ કહેવા જાણવાનું બાકી રાખ્યું છે કે? ગર્ભ રહ્યાનાં ચિન્હો અને ગર્ભિણીનું જતન કરવાની કેટલીક જાણવા જેવી વાતો તો તમે મને સમજાવી છે. વળી કાંઈ હોય તો કહી નાખજો, બેન!

લક્ષ્મી—હું જે કાંઇ જાણું છું તે તમોને બતાવી દેવામાં જરા પણ કંજુસાઇ કરતી નથી. રડાકુટા તો એ કે, હમણાંહમણાં અજ્ઞાન અને નાદાન છોકરીઓ તથા ઉછાંછળા અક્કલ વગરના-જુવાનીઆઓ

કશું સમજતા હોતા નથી. તેઓની મૂર્ખાઇથી ગર્ભની વાત જ ઘણી ઘોટાળા ભરેલી થઇ પડી છે, તો પછી પ્રસવ વખતની પીડા અને વસમાણનુ તો પૂછવુંજ શુ?

વખત—આમ ગોળગોળ બોલો તેમા હુ શુ સમજુ? વળી કાઇ નવાજુની જોઇને આવ્યાં લાગો છો!

લક્ષ્મી—નવા જુની તો બીજી શી! માંડવીની પોળના પેલા હરીશંકર વ્યાસનુ માણસ દોડતુ દોડતુ તેડવા આવ્યુ હતુ તેથી ત્યાં ગઇ હતી. તેના દીકરાની વહુને પેડુમા પીડ આવતી હશે. નાવણ કેટલાક માસથી બધ છે. પેડુ ફુલી ગયુ છે અને તેથી તેઓ તો એમજ માની બેઠા હતાં કે તેને દહાડા છે. પેટની પીડા વધવાથી મને બોલાવી હતી

વખત—નાવણના ઘણા માસ ચડી જાય તો દહાડા રહ્યાની શંકા તો થાય જ તો!

લક્ષ્મી—શંકા થાય તેની કોણ ના પાડે છે?

વખત—પછી તમે શું તપાસ કર્યો?

લક્ષ્મી—ધૂળ! બલાય દહાડા નથી! છોકરીઓ કાચી ઉમરમાં સંસારમાં પડે છે તેની ખરાબીની શું વાત કહુ, બેન! ઉગીને સમા થાય તેમને વળી દહાડા કેવા! તેઓ પોતેજ છોકરાં! છોકરાને વળી છોકરાં કેવા! દહાડા રહેવાને માટે તેઓ તથા તેમનાં શરીર લાયક છે કે નહિ, તેનુ જ તેમને ક્યાં ભાન કે જ્ઞાન હોય છે?

વખત—તમે તો લાંબી વાતે ચડી જાઓ છો. હરીશંકર વ્યાસના છોકરાની વહુની ઉમર કેટલી છે?

લક્ષ્મી—કેટલી તે કેટલી? પુરાં ચૌદ પણ નહિ! બારમે વરસેજ પહેલું નાવણ આવ્યું!

વખત—પછી?

લક્ષ્મી—પછી રડાકુટાજ તો! કાચી ઉમરમા નાવણુ આવ્યુ, પછી પુછો છો શુ, બેન?

વખત—સત્યાનાશની જ વાત તો! બળ્યુ, પીટ્યા માબાપ એ વગ ઢીંગનાને પરણાવતા શા માટે હશે?

લક્ષ્મી—જે આ વાત અજ્ઞાન માબાપો સમજતા હોય તો પછી શુ જોઇએ? તેઓ તો માત્ર લગ્નનો લાવો લેવા માટે જ છોકરાને પરણાવે છે, કાઇ દીકરા કે દીકરીના સંસાર સુખ માટે પરણાવતા નથી!

વખત—કાચી ઉમરમા નાવણુ આવવાનુ કાંઈ કારણુ હશે, બેન?

લક્ષ્મી—તેનુ પણુ કારણુ કેમ ન હોય? પ્રથમ તો કાચી ઉમર એને કહેવી તેજ સમજવા જેવુ છે

વખત—ત્યારે તે તો તમારે મને કહેવુ જ પડશે

લક્ષ્મી—સંસારમા પડવાને, નાવણુ આવવાને, અને ન્હાહા રહેવાને કઇ ઉમર યોગ્ય છે, તેનો બધી છોડીઓને માટે એક સરખો નિયમ બાંધી શકાય નહીં, સામાન્ય નિયમ બંધાય.

વખત—ત્યારે તે સામાન્ય નિયમ જ કહોને, બેન!

લક્ષ્મી—બાળલગ્નની વાત તો હુ કરતીજ નથી! તેનુ તો કાળુજ મો! તે વિના પણુ અને ડાહ્યાડમરા ગણાયના માણસો પણુ સંસારમા પડવાની યોગ્ય ઉમરનો કશો લેશ વિચાર કરતા નથી કેવળ ઉમર ઉપર આધાર રાખે છે, પણુ માત્ર ઉમર જ કાઇ પુરી જુવાનીનો પુરતો પુરાવો ન ગણાય

વખત—એ તો વળી તમે નવાઇની વાત કહી વળી ઉમર પુરાવો ન હોય ત્યારે બીજો શો પુરાવો હોય?

લક્ષ્મી—તે હુ કહુ છુ તમને તેનો ખુલાસો કરીશ ત્યારે તમને તેમા કાઈ પણુ નવાઇ લાગશે નહી

વખત—ત્યારે તો તે ખુલાસો ઝટ કરી નાખો, બેન!

લક્ષ્મી—બધા માણસોના શરીરનો બાંધો એક સરખો હોતો નથી અને બધાનો બાંધો એક સરખો વધતો નથી બધા માણસો સરખીજ ઉમરે પુરી જુવાનીમા આવતા નથી દેશ કાળ, હવાપાણી, ખોરાક અને સહવાસ પ્રમાણે તેમના શરીર વધવામા તથા જુવાનીમા આવવામા ફેર પડે છે

વખત—આ વાત જરા ઠીક કરીને સમજાવો તો ઠીક

લક્ષ્મી—ત્યારે ધ્યાન દઇને સાંભળો ગરમ દેશોના લોકો કરતા ઠંડા દેશોના લોકો મોડી ઉમરે જુવાનીમા આવે છે ગામડાના સાદા લોકો કરતા શેહેરોના ખાધે પીધે શોખી અને સ્વચ્છંદી લોકોના છોકરા વહેલા વહેલા પાકી જાય છે, અને સદાચારી તથા પવિત્રપણે રહેનારા લોકના સહવાસમા રહેનારા છોકરા કરતા દુરાચારની અને સંસારની નિર્લજ વાતોમા ઉછરનારા છોકરા વહેલા વહેલા વિકારવાળા થાય છે માટે ઉમર ઉપર આધાર રહી શકે કે ? હવે તો સમજ્યાના?

વખત—આમ ફોલવા પાડીને સમજાવો ને ન સમજુ તો પછી મારા કરમની વાત, બેન ! વારુ, ત્યારે તો છોડીઓને બારમે વરસે કે તેરમે વરસે કે ચૌદમે વરસે પરણાવીને સંસારમા નાખવી એવુ ઉમર ઉપરથી તો નક્કી નજ કરવુ, એમ ના ?

લક્ષ્મી—ના નહિજ ! આ વાત આપણે સમજતા નથી તેથીજ આપણે આટલા બધા દુખી દરદી છીએ

વખત—ખરુ કહો છો, બેન ! ત્યારે પરણવાનો અને સંસારમા પડવાનો સમય શી રીતે નક્કી કરવો, તે કહો

લક્ષ્મી—અમુક ઉમર થઈ એટલે છોડી પરણવાને કે સંસારમા પડવાને કે ગર્ભ ધારણ કરવાને લાયક થઇ, એમ માનવુ એ તો ભયંકરમા ભયંકર છે ઉમર સિવાય બીજુ ખરેખરુ તો એ જોવાનુ છે છોડી કે ડોસ્કરાના સર્વે અવયવો પુરેપુરા ખીલ્યા છે કે નહિ શ

રીરના અવયવોની પુરી ખીલવણી એજ પુખ્ત કે પરણવા લાયક ઉમર ગણાય એક છોડીના સર્વે અવયવો ૧૪ કે ૧૫ વરસની ઉમરે ખીલી નીકળે અને બીજી છોડીના ૧૮ વરસની ઉમરે ખીલે, તો જેના અવયવ ૧૮ વરસની ઉમરે ખીલવાના છે તેને પણ ૧૪ કે ૧૫ વરસની કાચી ઉમરે પરણાવી સસારમા નાખવી, તે કેવી મૂર્ખાઈ! વળી જુવાનીનો આરભ દેખાય એટલે છોડી સસાર યોગ થઇ એમ ગણવાનો ચાલ પડી ગયો છે, તે પણ ખોટુજ છે જુવાનીના ચિન્હો દેખાવા લાગે એટલે જુવાની આવી ગઇ ગણાયજ નહિ. આપણા દેશની છોડીઓને ૧૨–૧૩ વરસની ઉમરે જુવાનીના કેટલાક ચિન્હો માલમ પડે છે એ વાત ખરી છે પણ તે ઉપરથી તેના શરીરના બધા અવયવો પુરા ખીલ્યા છે એમ ગણાયજ નહિ જુવાનીના બીજા ચિન્હો દેખાતા હોય છે પણ તેજ સમયે શરીરના બધા હાડકા પુરેપુરા વધેલા હોતા નથી દાખલા તરીકે હાંસડીનુ ખભાનુ અને બસ્તિ (પેડુ) નુ હાડકુ વધારે મોટી ઉમરે થયા પછીજ જોડાય છે, અને હાડકા એજ બીજા બધા અવયવોનો આધાર છે માટે જુવાનીના ચિન્હો દેખાવા માડયા પછી પણ કેટલીક મુદત સુધી એ ચીન્હોને ખીલવા દીધા પછીજ લગ્ન કરવા જોઇએ જો આ વાતો ધ્યાનમા રાખ્યા વિના માત્ર ઉમરની ગણતરી ઉપરથીજ લગ્ન કરવામા આવે તો કાચી ઉમરમા લગ્ન થાય અને એવા કાચા લગ્નોના પરિણામે તો ગર્ભાશયના દરદો થઇ ગર્ભ રહેજ નહિ, અથવા કાચી ઉમરે કાચો ગર્ભ રહે

વખત—આ વાત સાભળીને મારી તો અક્કલજ ગુમ થઇ ગઇ છે! આજ તો તમે હદ કરી નાખી, બેન! અરે બેન લક્ષ્મી! આ પણા દેશની સ્ત્રીઓમા આ બધુ જ્ઞાન ક્યારે આવશે?

લક્ષ્મી—અરે, પુરૂષોનો જ મોટો ભાગ મૂર્ખ છે, તો સ્ત્રીઓની વાત કયા કરો છો? પુરૂષોમા અક્કલ હોય, તો તેઓ સ્ત્રીઓને અક્કલ આપે ના! તેઓ પરણીને પશુ જેવી જીદગી ગુજારે છે અરે, પશુ પણ સારા! બેન, ખરૂ કહેરાવો તો સ્ત્રીઓની જીદગીને ખરાબ કરનાર પુરૂષો જ છે! વધારે બોલતાં મને શરમ આવે છે, બેન!

વખત—તમારૂ કહેવુ બોલેબોલ ખરૂ છે. વારૂ, હવે આપણે જે વાત કરતા હતા તે વાત પાછી કરીએ કાચી ઉમર કોને કહેવી તે તો સમજાયુ હવે કાચી ઉમરમા નાવણુ આવવાનુ કારણ કહેવાનુ બાકી છે તે કહો.

લક્ષ્મી—જે કારણથી કાચી ઉમરમા દહાડા રહે તે કારણથી કાચી ઉમરમા નાવણુ પણ આવે. નાવણુ આવ્યા પછી જ ગર્ભ રહે, એવો સામાન્ય નિયમ છે, તે વાત તો હુ તમને કહી ગઈ છુ તે યાદ હશે

વખત—હા, તે તો બુરાબર યાદ છે.

લક્ષ્મી—ઓરત જાતને અટકાવ આવવો ( નાવણુ આવવુ ) અને ગર્ભ રહેવો એ બન્ને સ્વાભાવિક બનાવો છે અટકાવ ન આવવો અને ગર્ભ નહીં રહેવો, એ અપવાદ છે. પણ તેની સાથે એટલુ પણ સમજવુ કે કાચો અટકાવ આવવો અને કાચો ગર્ભ રહેવો, એ દરદ છે અથવા દુરાચારનુ પરિણામ છે.

વખત—કાચો અટકાવ અને કાચો ગર્ભ એટલે શુ, અને તે બંને દરદ અથવા દુરાચારનાં પરિણામો છે તે શી રીતે, તે જરા ખોલ કરીને સમજાવો

લક્ષ્મી—કાચી ઉમરમાં અટકાવ આવે તે કાચો અટકાવ. અને કાચી ઉમરમા ગર્ભ રહે તે કાચો ગર્ભ. કાચી ઉમરની સમજણુ તો મે તને હમણાં જ આપી છે, તે યાદ છે ના?

વખત—હા. હવે કાચી ઉમરમા અટકાવ આવવા અને ગર્ભ રહેવા તે દરદ અથવા દુરાચરણ શી રીતે, તે કહો

લક્ષ્મી—જેટલા આચરણ કુદરતના નિયમોથી ઉલટા કરીએ તે દુરાચરણો ન કહેવાય તો શુ કહેવાય ? અને દરદ તથા દુરાચરણ એકજ છે, કેમકે દરદો દુરાચરણોથી જ થાય છે.

વખત—ત્યારે શુ કાચી ઉમરમા અટકાવ આવે અથવા ગર્ભ રહે એ દરદ છે ?

લક્ષ્મી—એકવાર નહિ પણ સાતવાર ! દરદજ નહિ પણ દરદોનો દાદો !

વખત—અને વળી તે દુરાચરણ પણ કહેવાય ? એમા દુરાચરણી કોણ તે જરા ખુલાસેથી કહો.

લક્ષ્મી—કહુ, જરા ધ્યાન દઇને સાભળો. સંસારમા નર અને નાદા એટલે પુરૂષ તથા સ્ત્રીનુ જોડુ એક ઉત્તમ બાળકોને પેદા કરવા માટે ઉત્પન્ન થયેલ છે, બચ્ચા વિના વાઝીયા રહેવાને કે દુઃખી દરદી બાળકોને પેદા કરવાને માટે નહિ આ સામાન્ય નિયમ. આ નિયમથી ઉલટુ થાય એટલે કાતો બચ્ચા સુદલ થાય નહિ અથવા તો દુબળાં અને દરદીલા બચ્ચા પેદા થાય, તો તેમા વાક કુદરતનો કે આપણો ? કુદરતની ઈચ્છા પ્રમાણે નહિ વરતતા ઉલટી રીતે વરતીને દુબળા અને દરદીલા બાળકોને પેદા કરીએ, તેનુ નામ દુરાચરણ હવે દુરાચરણી કોણ તેનો ખુલાસો જે કુદરતના સામાન્ય નિયમથી ઉલટા ચાલે તે સૌ દુરાચરણી. આવી રીતે ઉલટા ચાલવામા જે જે સામીલ કે મદદગાર હોય તે બધા દુરાચરણી.

વખત—કુદરતના નિયમથી ઉલટા ચાલવામા સામીલ કે મદદગાર પણ દુરાચરણી, તે ન સમજાયુ.

લક્ષ્મી—તે કહુ છુ, સાભળો આપણા દેશમા છોકરા છોકરીઓના લગ્ન માબાપો કરે છે, અને તેઓ જો આ નિયમ ધ્યાનમા નહિ રાખતા કાચી ઉમરમા લગ્ન કરે તો તેઓ આ દુરાચરણી કામના મદદગાર ખરા કે નહિ?

વખત—હા, મદદગાર ખરાજ મદદગાર જ શા માટે? કાચી ઉમરના છોકરા છોડીઓ લગ્નની વાતમા કંઇ સમજતા હોતા નથી અને વળી તેઓ પરાધીન હોય છે, માટે માબાપો તો પુરેપુરા જ વાબદાર છે

લક્ષ્મી—ત્યારે જો માબાપો પોતાના છોકરા છોકરીઓના લગ્ન કાચી ઉમરમા કરે તો તેઓ દુરાચરણના અપરાધી ખરા કે નહિ?

વખત—અપરાધી ખરાજ તો!

લક્ષ્મી—હવે, માબાપોએ તો લગ્નનો લાવો લેવા કે ગમે તે મતલબથી છોકરા છોડીના લગ્ન કર્યા, પણ પરણનારાઓ પણ પરણેતર વિષે કશો વિચાર કરતા નથી તેઓ શરીરના ધર્મો અને તેના પરિણામોનો પણ કશો વિચાર કરતા નથી તેઓ અઘોર અજ્ઞાનમા પોતાની સસારી જીદગી શરૂ કરે છે અને એવા અજ્ઞાનથી નીપજેલા દુ:ખ દરદોને પણ તેઓ ભોગવે છે, જે આપણે નજરો નજર દેખીએ છીએ અમારા જેવી દાયણોની અને ડાકટરોની દોડાદોડી તે વાતની સાક્ષી આપે છે આવા અજ્ઞાન જોડાઓને સસારમા નાખવામા સસારની ખોટી રૂઢીઓ પણ જવાબદાર છે. તોપણ જુવાન સ્ત્રી પુરૂષોએ સસારમા પડીને આ ધણી દોડ નહિ કરવી જોઇએ આ બનાવમા સ્ત્રીઓ કરતા પુરૂષો વધારે ઠપકાને પાત્ર છે, કેમકે સસારમા પડતી વખતે ઘણાખરા દાખલામા સ્ત્રીઓ કરતા પુરૂષો મોટી ઉમરના હોય છે, એટલુજ નહિ પણ સ્ત્રીઓ ઉપર તેઓ સમાનતાનોજ નહિ પણ શ્રેષ્ટતાનો દાવો કરે છે. આ કારણથી તોતે-

ઓમા કાઇક વધારે સમજણ હોવી જોઇએ. પણ બહુ ખેદ સાથે ક હેવુ પડે છે કે મમાગની વાતોમા પુરૂષો સ્ત્રીઓ કરતા પણ વધારે અવિચારી અને વધારે મુર્ખ બનતા હોય એમ જેવામાં આવેછે, માટે હુ સ્ત્રીઓ કરતાં પુરૂષોને વધારે દુરાચરણી અને વધારે અપરાધી ગણું છુ. દુરાચરણી કોણ, તે હવે તમે સમજ્યા ના ?

વખત—હા, બેન ! આજ તો તમે ઘણા દિવસની તમારા મ નની દાઝ કાઢી લાગે છે ! પણ તમે જે કહો છો તે અક્ષરે અક્ષર ખરૂ છે. બેન લક્ષ્મી ! ધન્ય છે તમારી લાગણી માટે ! ધન્ય છે ત મારી બુદ્ધિને માટે !

લક્ષ્મી—મારી લાગણી શુ કામની ? તમારા લોકોને ક્યા લાજ કે શરમ છે ? નહિ તો વળી લગ્ન કરીને સમારમા પડતાજ નાવણના રડાકુટા શા ?

વખત—વારૂ, ત્યારે બેન ! તમે જોષીને આવ્યા તે વહુને દાડા નથી તો બીજુ કાઇ દરદ છે ?

લક્ષ્મી—હવે તમે એટલુ પણ ન સમજી શકો એવુ હુ માનતી નથી. દરદ નહિ તો બીજુ શુ ?

વખત—બળી ! અટકાવની મોકાણજ હશે તો !

લક્ષ્મી—મોકાણ તે જેવી નકર તેવી ! બારમે વરસે પહેલુ ના વણ આવ્યુ ત્યારથી જ કામ કથ'યુ ! કાચી ઉમર, અને નાદાન છો કરાનું તો તમે જાણો છો જ ના ! કેટલાક માસ સુધી નાવણના રડાકુટા ચાલ્યા હશે અને પછી અટકાવ છેક બધ થયો

વખત—શાથી બધ થયો હશે, બેન ?

લક્ષ્મી—એક વખત નાવણ આવી ગયા પછી તે બંધ થવાના ઘણા કારણો છે

વખત—તેમાના મુખ્ય કારણો કહોને.

લક્ષ્મી—નાવણ આવ્યા પછી જે સ્ત્રીઓ પોતાના શરીરની દ-રકાર નથી કરતી તેમને અટકાવ બંધ થઈ જાય છે. શરદી લાગવી, વલમા પડી રહેવુ, અથવા બહુજ ઠંડા પાણીથી નહાવુ, એ બધા અ-ટકાવ બંધ પડવાના કારણો છે. વળી નાવણના દિવસોમા તાવ કે બીજું કાંઇ દરદ લાગુ પડે છે તો પણ અટકાવ બંધ થાય છે. મનની ચિંતાથી અને બહુ ખારો તથા અજીર્ણ કારક ખોરાક ખાવાથી પણ નાવણ દેખાતુ બંધ થાય છે. આપણી સ્ત્રીઓ નાવણ સબંધીકાંઈપણ નિયમો જાણતી નથી અને તેથી તે નિયમો પાળતી પણ નથી, તે કારણથી ઘણીક સ્ત્રીઓને હરીશંકર ભટ્ટના દીકરાની વહુની પેઠે ના-વણ ચડી જાય છે, અને પીડા થાય છે. હવે સમજ્યાં?

વખત—હા, બરાબર સમજી. ત્યારે તમે તેને શું કહીને આવ્યા?

લક્ષ્મી—હું તેને કમરબુડ ગરમ પાણીમાં બેસાડવાનુ કહીને આવી છું, તથા બીજા પણ યોગ્ય ઉપાયો કરવાની સૂચના કરીને આવી છુ. તમને આ ઉપાયો હુ એકવાર કહી ગઇ છુ, યાદ છે ના?

વખત—હા, યાદ છે.

---

## પ્રકરણ ૨ જું.

### વાંઝીયાપણું—તે વિષે સ્ત્રીઓનું અજ્ઞાન.

વખત—વારૂ, અટકાવ બંધ થઇને પીડા થાય છે તથા અટકાવ જોઇએ તેથી વધારે આવીને ઘણું જ લોહી પડે છે તેનાં કારણો તથા તેના ઉપાયો તો તમે મને કહેલા છે, પણ મારા મનમાં એક વાત

ઘણા દહાડા થયા ગુચવાયા કરે છે, તે એ કે, ઘણીખરી સ્ત્રીઓને છોકરા થાય છે, ત્યારે થોડીક સ્ત્રીઓને છોકરા નથી થતા અને વાઝણી રહે છે તેનું શુ કારણ હશે? લોકોમા એમ પણ મનાય છે કે સ્ત્રીઓ પોતાના નસીબમા છોકરા લખાવી આવે છે, તેથી નશીબમા હોય એઓના છોકરા થાય છે અને એકે છોકરા નસીબમા નહોય તે સ્ત્રી વાઝણી રહે છે શુ આ વાત ખરી હશે કે?

લક્ષ્મી—તમે ઠીક વાત પૂછી બેન! અજ્ઞાન બૈરાઓના બોલવાની વાત તો જવાદોને! લોકો જે બોલે છે તેનો તેઓ વિચાર જ ક્યા કરે છે? નશીબની વાત ખરી છે એમ માનીએ તો તે નસીબ પણ કર્માધીન છે આપણા કર્મ પ્રમાણે નશીબ બધાય છે પાછલા ભવના કર્મ પ્રમાણે આ ભવનુ નશીબ બધાણુ અને આ ભવમા જેવુ કર્મ કર્યુ તેવુ આવતા ભવ માટે નશીબ બધાવાનુ છે આપણા કર્મ વડે આપણુ પોતાનુજ નહિ પણ આપણા બાળકોનુ નશીબ પણ આપણેજ બાંધીએ છીએ આપણા કર્મ જ નસીબને મારે છે, કાંઇ નશીબ કર્મને મારતા નથી સમજ્યા કે નહિ જેવુ વાવીએ તેવુ લણીએ એ કહેવત તમે સાભળી તો હશે જ

વખત—હા, એ કહેવત સાભળી છે તો ઘણીવાર

લક્ષ્મી—સાભળી તેમા શુ દહાડો વળ્યો! તમે લોકો બોલો છો તેનો પુરો અર્થ પણ સમજતા નથી! ખેતરમા બાજરી વાવે છે તે ખેતરને ખેડી ખાતર પુરીને બેશ સારૂ કરે છે અને બી માટે બાજરીના કણ પણ બેશ સારા ભરેલા શોધીને ખેતરમા રોપે છે જો ખેતર બરાબર ખેડીને જમીન સુવાળી પોચી ન કરી હોય તેમજ બી સડેલુ કે નમાલુ વાવ્યુ હોય તો કાતો બાજરી ઉગતીજ નથી અને અને કદિ ઉગે છે તો વધતીજ નથી આ વાત જાણો છો કે નહિ?

વખત—હા, એ વાત તો ખરી છે, એટલા માટેજ મોય સારું ઉગાડવાને ખેડુતો પોતાના ખેતરને પ્રથમ ખેડીને એશ બનાવે છે અને પછી તેમા મારૂ બી શોધીને વાવે છે

લક્ષ્મી—પણ તમે તમારી પોતાનીજ એ વાતને કયા સમજો છો?

વખત—નથી સમજતા તેથીજ દુખ પામીએ છીએ ના!

લક્ષ્મી—બાજરી ઉગાડવા માટે ખેતર ખેડવુ, ખાતર પુરવુ, પાણી પાવુ, અને સારામા મારૂ બી શોધીને વાવવુ, અને આપણા પોતાના બી તથા ફરજન માટે જરાએ દરકાર કે તજવીજ ન રાખવી! એવી તમ લોકોની મૂર્ખતા જોઇને મારૂ અતકરણ રોજ બળ્યા કરે છે!

વખત—ખરૂ કહો છો, બાઇ, અમારી મૂર્ખતાનો કઇ પાર નથી ઝાડ તથા ઢોરોનો કેળવા[1] ઉછેરવાની જેટલી કાળજી રાખીએ છીએ એટલી કાળજી પણ પોતાના બાળ બચ્ચાનો કેળવા કેવી રીતે સુધારવો તેની અમો કશી તજવીજ રાખતા નથી, અને તેથી ઘણાં માણસોને નબળા અને રોગી દેખીએ છીએ.

લક્ષ્મી—અને એજ બેદરકારીથી આપણી સ્ત્રીઓ વાઝણી પણ રહે છે બચ્ચા થઇને રોગી થવા અથવા તરત મરી જવાં, અથવા બચ્ચા સુદલ ન થવા, એ વાતોમા કાઇ ઝાઝો તફાવત નથી. જમીન સારી ન હોય અને બી સડેલ હોય તો એમાના એક કારણથી કે બને કારણોથી બી જમીનમા ઉગતુ નથી, ઉગે છે તો વધતુ નથી અને અધવચથીજ સુકાઈ જાય છે. માણસોને માટે પણ કુદરતનો એજ નિયમ છે. કેમ, મારૂ કહેવુ તો સમજો છો ના?

વખત—હા, કેમ ન સમજુ? ખોયડ બાઇડી હોય તેજ આ વાત ન સમજી શકે હુ તમારા બોલવાનો ભાવાર્થ બરાબર સમજી

---

૧ કેળવા એટલે વશ-ફરજન ૬

ગઇ છું. ચોખે ચોખું એમજ કહી નાખોને કે સ્ત્રી પુરૂષ બેમાથી એકે-માં કાંઇ રોગરાઇ કે ખોડખાંપણ ન જોઇએ.

લક્ષ્મી—રંગ છે, બેન, તમારી બુદ્ધિને ! હુ એક બોલ બોલુ છુ કે તમે બધુ સમજી જાઓ છો ! સ્ત્રી પુરૂષ બેમાથી કોઇમાં કાંઇ ખોડખાંપણ કે રોગ હોય તો ગર્ભ રહી શકે નહિ, અથવા કદિ રહે તો બચે નહિ. કાંઇ બાળક નશીબથી અમથુંજ થઇ જતુ નથી. મા અને બાપ બે વિના ક્યાંઇ બાળકની ઉત્પત્તિ સાભળી છે ?

વખત—નારે બેન ! એમ તે થતુ હશે કે ?

લક્ષ્મી—ત્યારે બાળક ન થાય તેનો દોષ નશીબને દેવો તે તો મૂ-ર્ખાઇ કે બીજુ કાંઇ ?

વખત—મૂર્ખાઇ નહિ તો બીજુ શું ? અમારા લોકોની મૂર્ખા-ઇની તે શી વાત કરવી, બેન ! બાળક ન થાય તો અમારા લોકો બા-ળક માટે બાધા માનતા લે છે, મત્રજત્ર જપાવે છે અને જોશી જતી-ઓની પાછળ ઘણાએ ફાંફાં મારે છે !

લક્ષ્મી—પણ તેમ કરવાથી બાળક આવ્યાની વાત ક્યાય સાભળી છે ?

વખત—એમ બાળક આવતા હોય ત્યારે પછી જોઇએ શું ? પેલા મજતની બાઇડીએ છોકરા માટે બાધા માનતા અને ભુવાભવાઇ પાછળ ઘણોએ પૈસો ખરાબ કર્યો. અંતે તમારી સલાહ લીધી અને ખરા ઉપાયો થયા ત્યારે દાડા રહ્યા, એ વાત મને યાદ છે.

લક્ષ્મી—એવી ઘણીક સ્ત્રીઓને હું ઠેકાણે લાવી છુ.

વખત—ત્યારે છોકરાં માટે બાધા માનતા રાખવી તે તો ફો-કટ જ ના ?

લક્ષ્મી—ફોકટ તે વળી એકવાર ?

વખત—પણ ત્યારે મોઇ માટવાર માભગીએ છીએ કે ફૂવાણીને છોકરા થતા નહોતા તેથી તેણે મીરા દાતારની માનતા લીધી અને તેને ઓરે જઈ આવી, તે પછી દાડા રહ્યા ને છોકરો પણ આવ્યો

લક્ષ્મી—આવી વાતો ઘણી ચાલે છે, પણ તેનો પુરો તપાસ કરો તો માલમ પડે કે એવી એવી માનતાઓ સાથે વૈદ ડાક્ટરના ઉપાય પણ ચાલુ જ હોય, અને તેમાથી વળી કોઈ ઉપાય કોઇને લાગુ પડી ગયો, પછી માનતાનો મહિમા તો તમે જાણો છોજ ના!

વખત—ઉપાય લાગુ પડી ગયો એટલે? ને ઉપાય કયો?

લક્ષ્મી—કોઇ ભોળી સ્ત્રીને મોટી ઉમર થયા છતા છોકરા નથી થતા ત્યારે તે ઘણા ફાફા મારે છે કાઇ એકજ વાત ઉપર તેનો વિશ્વાસ બેસતો નથી બાધા માનતા ઉપરાત વૈદનારા પણ ચાલતાજ હોય છે આ વૈદવારામા ફકીર બાવાઓ અને ઢોગી ધુતારાઓ જડી બુટીઓને નામે પડીકા આપીને તે ભોળી સ્ત્રીને ધુતી જાય છે પણ તેમા વખતે સારા ડાક્ટરની કે સારા વૈદની સલાહ તથા સારો ઉપાય પણ મળી જાય છે

વખત—તે સારો ઉપાય તે કેવો?

લક્ષ્મી—તમને આગળ કહી ગઇ છુ કે પુરૂષના કે સ્ત્રીના રોગથી, પણ ઘણે ભાગે સ્ત્રીના રોગ કે ખોડખામીથી છોકરા થતા નથી આમા જે જન્મથીજ કાઇ ખામી હોય તો તેના ઉપાયની વાત અલગ રહી, પણ તેની જન્મ ખોડ કાઇ ન હોય છતા પોતાની ભુલોથી પાછીથી રોગ થઇને સ્ત્રીનુ ગર્ભસ્થાન બગડે તો તે દરદ બેશ ઉપાયોથી સારૂ થઇ શકે અને દહાડા પણ રહે કોઇ સ્ત્રીને ઉપાય લાગુ પડી જાય એમ મે કહ્યુ તે આ ઉપાય, સમજ્યા કે નહિ? બાધા માનતાઓ

અને ઢોંગી ધુતારાઓની જડીબુટીથી કાંઇ વળતુ નથી, ઉલટી પૈસાની અને શરીરની ખરાબી થાય છે.

વખત—આ તમારી વાત તો સાવ સાચી ખરી. પણ તમે કહો છો તેમ સ્ત્રીઓ અજ્ઞાન છે તેથી તેઓને ખરો રસ્તોજ સુજતો નથી.

લક્ષ્મી—અજ્ઞાન છે તો તેમને ખરી વાતથી જાણીતી કરવી એ પુરૂષોનુ કામ છે.

વખત—અરે બેન ! અમારા પુરૂષોમા પણ ઘણા ખરા આવી વાતોથી અજ્ઞાન છે તેઓમાં પણ શી સમજણ બળી છે ? તેઓ આવી વાતોમા ઝાઝુ ધ્યાન પણ કયા આપે છે ? તેઓ તો રળવામાજ સમજ્યા છે, નહિ તો અમારા આવા હાલ કેમ હોય ?

લક્ષ્મી—તો પછી તમારી અજ્ઞાનતા અને બેદરકારીનુ દુ:ખ તમે ભોગવો. એમાં ઇશ્વરે શુ કરે અને નશીબે શુ કરે ?

વખત—તે તો ભોગવીએજ છીએ ના ! પણ વારૂ, સ્ત્રીઓને દહાડા ન ચડે તેમાં તો સ્ત્રીઓનુજ કારણ હોય છે ના ? કે પુરૂષોનુ કારણુ પણુ ખરૂ ?

લક્ષ્મી—ઠીક પુછ્યુ ? દેખીતા કારણો અને ખામીઓ તો સ્ત્રીઓમાંજ હોય છે, પણ બધાનુમૂળ સ્ત્રીઓનાપોતાનાજ અજ્ઞાનનુ હોય એમ કાંઇ નથી. સ્ત્રીઓની આ ખોટ ખામીઓ કે રોગને માટે તેમના સ્વામીઓ પણ જવાબદાર હોય છે, એટલુજ નહિ પણ સ્ત્રીઓનાં આવાં દરદો અને દોષો માબાપો પાસેથી વારસામા પણ મળેલા હોય છે, એટલે ઓધ્ધે પણ ઉતરેલ હોય છે. કેમ, હુ કહું છુ તે સમજ્યા કે નહિ ?

વખત—સમજી તો ખરી; તોપણ જરા ઠીક કરીને સમજાવો.

લક્ષ્મી—સ્ત્રીને દહાડા રહેતા નથી તેમાં સ્ત્રીની પોતાની અજ્ઞાનતાનુ પણ કારણ હોય છે, એ વાત તો સમજ્યા કે ના?

વખત—હા, તે તો બરાબર સમજી છુ

લક્ષ્મી—સમજ્યા છો તો કહી દેખાડો જોઉ!

વખત—ખાવા પીવાના અને બીજા અનાચારથી ગર્ભાશય વિકાર પામે છે, ગર્ભસ્થાનમા વાયુ, ગરમી કે ચરબી ભરાય છે, અથવા કાઇ અદરના ગુહ્ય દરદો થાય છે, જે દરદો ગર્ભ રહેવા દેતા નથી એજ કે બીજુ કાઇ?

લક્ષ્મી—બરાબર ઠીક સમજ્યા છો કેટલીક સ્ત્રીઓને જન્મથી કુદરતી ખોડખાપણ હોય છે

વખત—જન્મથી કુદરતી ખોડખાપણ હોય તેમા બિચારી સ્ત્રી શુ કરે? અને માબાપે શુ કરે?

લક્ષ્મી—એમ કેમ બોલો છો? સ્ત્રીનો તો તેમા કાઇ વાક નહી, પણ એવી ખોડખાપણવાળી સ્ત્રીને જન્મ આપનાર માબાપનો વાક તો ખરોજ તો!

વખત—સત્યાનાશનીજ પાળી તો! આ તો તમે બધા વાકનો ટોપલો માબાપો ઉપર જ મૂકવા માડ્યો!

લક્ષ્મી—તે કાઇ ખોટો મૂક્યો? હુ શુ મુકીશ! કુદરત જ બનાવે છે કે તે બધો વાક માબાપોના અજ્ઞાનનો છે.

વખત—ત્યારે બેન, તે વાત જરા ઠીક સમજાય તેમ કરો

લક્ષ્મી—સો વાતે એક વાત! ટુકામાજ સમજોને! જુવો કેટલાક દરદો વારસામા ઉતરે છે તે વાત તો ખરી કે નહિ?

વખત—હા, તે તો ખરી વાત

લક્ષ્મી—વારૂ, જમીનનો કસ ઓછો થઇ જાય, અને તેથી

તેમાં પાક ઓછો ઉતરે, અને દાડે દાડે જમીન રમકસ વિનાનીથાય, એ વાત તમે માનો છો કે નહિ?

વખત—હા, એમ તો સાંભળીએ છીએ કે જો જમીનની સંભાળ ન રહે, ખાતર ન પુરાય અને બરાબર ખેડાય નહિ તો જમીનમાંથી કસ ઓછો થાય.

લક્ષ્મી—વારૂ ઠીક; સડેલું બી વાવીએ તો પાક પણ સડેલો ઉતરે અથવા ન પણ ઉગે, એ વાત ખરી કે નહિ? એકવાર તે વાત હું કહી પણ ગઇ છું.

વખત—હા, તે વાત પણ ખોટી નહિ.

લક્ષ્મી—હવે બીજું. આપણા લોકોમાં એમ તો બોલાય છે ના કે દાડે દાડે દેશની પ્રજા નબળી થતી જાય છે, અને બળબુદ્ધિ તથા કદમાં પણ હીણી પડતી જાય છે.

વખત—હા, એમ પણ વારંવાર બોલાય છે.

લક્ષ્મી—બોલાય છે શું, એમજ બને છે!

વખત—આ તો તમે કોર્ટના વકીલની પેઠે પૂછી પૂછીને મને બાંધવા માંડી! મારી કબુલત લેવા માંડી!

લક્ષ્મી—કબુલત ખોટી હોય તો કેજો. વારૂ, ઘણીક જમીન ખારી કે મોળી પડી જાય છે અને તેમાં કાંઈ ઉગતું નથી, એ વાત પણ સાંભળી છે ના?

વખત—હા, તેમ પણ દેખીએ છીએ.

લક્ષ્મી—વારૂ, હવે છેલ્લું એમ પણ પૂછું છું કે એવી ખરાબ જમીન ખાતર વગેરેથી પાછી સુધારવામાં આવે તો સુધરી શકે કે નહિ? અને તેમાં અનાજ કે ઝાડ ઉગી શકે કે નહિ?

વખત—તેની પણ કેમ ના પાડી શકાય?

લક્ષ્મી—ત્યારે હવ સમજોની કે જેમ જમીન કાળે કરીને બગડતી જાય છે કસ વિનાની થતી જાય છે અને છેવટ વાઝણી પણ થાય છે (વાવવાથી કાંઇ ઉગતુ નથી) તેમ આપણી ઓલાદ પણ બગ બુદ્ધિ તથા શરીરે હીણી પડતી જાય છે, અને તે કાંઇ એક પેઢીમા બની જતુ નથી, પણ પેઢી દરપેઢી આ બગાડો વધતો આવે

વખત—તમે કહો છો તેમ થવા સભવ છે ખરો અને જુના વૃદ્ધ માણસો કરતા હાલના નવા માણસોના શરીર તકનાદી બનતા જાય છે, એ વાત તો ખુલ્લીજ દેખાય છે

લક્ષ્મી—આ બધુ શાથી થાય છે તે તો સમજો છો ના ?

વખત—હા, આપણે આપણા ખાવા પીવામા, સસારના રીત રીવાજોમા અને આચરણોમા દહાડે દહાડે ઉતરતા ગયા, તેથી આ પણા શરીર નગળા પડતા ગયા, રોગ વધતા ગયા અને આપણી ઓલાદ પણ નબળી તથા રોગી થતી ગઈ, એમજ કે બીજુ ?

લક્ષ્મી—શાબાશ બેન, આપણા સસારમા બધા બૈરા તમારા જેવા સમજુ હોય તો પછી શુ જોઇએ ?

વખત—તે બધી સમજ આપનાર તમેજ છો ના ! વારૂ, એ તો ઠીક, પણ ઓલાદ નબળી અને રોગી થતી જાય તેથી વાઝીયા પણુ વધે, એમ શુ તમે કહેવા ધારો છો ?

લક્ષ્મી—મારા મનની વાત તમે આગળથીજ સમજી જાઓ છો, એજ તમારી બુદ્ધિની બલિહારી, બેન ! હા, હુ હવે એજ વાત કહેવા જતી હતી મે તમને એક વાર કહ્યુ છે કે ગર્ભસ્રાવ થાય, અથવા બાળક રોગી આવે, અથવા આવીને તરત મરી જાય, એ પણ એક પ્રકારનુ વાઝીયાપણુજ છે, અને એવા બૈરાઓ આપણા દેશમા અસખ્ય જોવામા આવે છે રોગી છોકરૂ આવે તે તો છતે

છોકરે ન છોકરા જેવુ જ કે બીજુ કાઇ? તેના કરતા તો સાવ છોકરા ન થાય તે વધારે સારુ. દેખવુ નહી ને દાઝવુ પણ નહિ!

વખત—તમારા બેન મારે ગળે બરાબર ઉતરી જાય છે!

લક્ષ્મી—તમારા લોક પ્રથમથી આ બધો કશો વિચાર કરતા નથી અને પછી છોકરા મરી જાય છે એટલે માથે ઓઢીને પોક મુકે છે, અને નાહક રવરોળ અને કલ્પાંત કરી મુકે છે

વખત—આહ, એ તો બધી મુર્ખાઇ છે કાઇ એમ કરવાથી છોકરા બચે છે! સ્રીઓને દહાડા રહેતા નથી તેને માટે પણ તેઓ રાતદી રો કલ્પાંત કર્યા કરે અને જ્યા ત્યા આસુ ઢેર્યા કરે તેમા શુ દહાડો વળે?

લક્ષ્મી—દહાડો તે શેનો વળે? રોકકળ કરવાથી કે મે પ્રથમ કહ્યુ તેવા અવળા ઉપાયોથી દહાડા રહે ત્યારે તો ઇશ્વરની આ સૃષ્ટિનો બધો કાયદોજ ખોટો પડે ના! પણ તે કદિ ખોટો પડેજ નહિ આ પણી જે મૂર્ખાઇઓથી અને ભૂવોથી ગર્ભસ્ત્રાવ થાય, અથવા છોકરા રોગી અવતરે અને દુખી જીંદગી ભોગવે, એજ મૂર્ખાઇઓ અને ભૂવોથી સ્રીઓને દહાડાની અડકાયત થાય હવે બધુ બરાબર સમજ્યાના!

વખત—હા બેન, તમે આટલી બધી માથાફોડ કરીને મને સમજાવો છો ને ન સમજુ તો પછી મારૂ નશીબ!

---

## પ્રકરણ ૩ જું.

### સ્રીઓને દહાડા નથી રહેતા તેનાં કારણો.

વખત—વાહ, બેન, સ્રીઓને છોકરા નથી થતા તે સબધી તમે મને ઘણી સારી સમજણ આપી, અને હવે હુ આ વાતની

બધી સ્ત્રીઓને સમજણ આપતી રહીશ. પણ સ્ત્રીના ગર્ભસ્થાનમાં એવો તો શું ફેરફાર કે વિકાર થતો હશે કે જેથી દહાડા રહેજ નહિ.

લક્ષ્મી—વાહ ! મજાની વાત પુછી. પણ આ વાત સ્ત્રીના ગર્ભસ્થાનના અવયવોની રચના જાણ્યા વિના બેશ સમજાય નહિ. તો પણ હું તમને તેની ટુકામાં સમજણ પાડી દઇશ.

વખત—સ્ત્રીને દહાડા ન રહે તેમાં વળી ગર્ભસ્થાનની રચના જાણવાની શી જરૂર ?

લક્ષ્મી—શી જરૂર, તે કહું છું. સ્ત્રીને દહાડા ન રહે તો કાંતો ગર્ભસ્થાનમાં કાંઇ જન્મની ખોડખાપણ હોય, અને ખોડખાપણ ન હોય છતાં ગર્ભ ન રહે તો અટકાવ સંબંધી કાંઈ રોગભોગ હોય. આ બેમાંથી એક કારણ હોય તોજ દહાડાની અટકાયત થાય.

વખત—ઓ મા ! વળી ગર્ભસ્થાનમાં ખોડખાપણ પણ હોય ખરી કે?

લક્ષ્મી—ન હોય તો બીજું શું ? ઘણીક સ્ત્રીઓને આ કારણથી ગર્ભ રહેતો નથી.

વખત—ત્યારે એવી ખોડખાપણને લીધે દહાડા ન ચડે, ત્યારે તો તેને માટે ખાવા પીવાની દવાના ઉપાયો પણ નકામાજ !

લક્ષ્મી—નકામા નહિ તો બીજું શું ? પણ આ વાતનો પુરો તપાસ કર્યા વિના ઘણા લોકો દવાઓ કરાવી કરાવીને પૈસાની તથા શરીરની પાયમાલી કરે છે. દહાડા નહીં રહેવાનું કારણ બીજું હોય છે અને ઉપાયો બીજા થાય છે.

વખત—આ તો પુરી ફજેતીજ તો !

લક્ષ્મી—ફજેતી એકવાર નહી પણ સાતવાર !

વખત—અરે હા ! ઠીક યાદ આવ્યું. આપણા ગામના પેલા દેશાઇભાઇ પાટીદારની વહુને દહાડા ચઢતા નહોતા. ઘણાં વરસ સુધી

દનાદાર પછવાડે અને માથામાનતા પછવાડે શરા માર્યા પણ કાઇ વળ્યુ નહિ પછી મેઇએ સલાહ આપી કે આપણા ગામમા હમણા વિલાયતથી શીખીને એક પારસણ બાઈ આવી છે, તેની પાસે તેડી જાઓ, તો તે બધો તપાસ કરીને જે હશે તે કહેશે પછી તેને ત્યા તેડી ગયા તે બાઇએ કાઈ યત્રબત્ર મુકીને બધુ તપાસી આડો કાઇ પડદોબડદો છે એમ કહ્યુ, અને પછી તે બાઇના ધણીની મરજીથી તે પડદો કપાવી નાખ્યો અને પછી કહે છે કે તેને દહાડા પણ ચડેછે

લક્ષ્મી—હા એવી એવી ઘણી જન્મ ખોડોવી દહાડા રહેવામા અડકાયત થાય છે, અને તેમાથી કેટલીક જન્મ ખોડ સુધરી પણ શકે છે

વખત—ત્યારે તો દહાડા નહિ રહેવાના જેટલા કારણો હોય તે બધા ધ્યાનમા રાખ્યા હોય તો ઠીક

લક્ષ્મી—હાસ્તો ! દરેક સ્ત્રીએ આ વિષે થોડી થોડી વાત તો જાણવીજ જોઇએ

વખત—તમને ઘેર જવાની ઉતાવળ તો હશે, બેન ! પણ ભેગા એવુ એ કારણો પણ કહેતા જાઓને ટુકામાજ કહેશો તો બસ છે

લક્ષ્મી—તમે જે પુછો છો તે તમને કહેતા મને ઘણી હોસ થવે છે, કેમકે તમે મારૂ કહેલુ જલદી સમજી જાઓ છો સ્ત્રીઓને દહાડા નથી રહેતા તેના ઘણા કારણો છે એ કારણોના મુખ્ય બે પ્રકાર છે

વખત—પ્રથમ તો તે બે મુખ્ય પ્રકારો કહો

લક્ષ્મી—કહુ છુ સાભળો પહેલુ મુખ્ય કારણ જન્મ સાથેની ખોડખાપણો આની ખોડો ઘણીછે, તે પણ હુ તમને પછી કહીશ બીજુ મુખ્ય કારણ જન્મ પછી ગર્ભસ્થાનમા થનારા વિકારો–રોગસોગ

વખત—વાહ ! આ તો સેશ સમજાય એવી વાત કરી હે બેન ! તમે આ બધુ ક્યા શીખ્યા હતા ?

લક્ષ્મી—અમને દાયણોને આ બધી વાતોનુ જ્ઞાન આપવામાં આવે છે. જો તે વાતો ન જાણતાં હોઇએ તો અમે અમારૂં કામ શી રીતે કરી શકીએ? અમારા ડાકટર સાહેબ પાસેથી ઘણુંક તો હું શીખી છુ.

વખત—પણ ગર્ભસ્થાનના અંદરના ભાગોની રચના તો કાંઇ ડાકટર સાહેબ પાસેથી નહિ જ શીખ્યાં હો! પુરૂષો પાસે એવું શીખતાં આપણને શરમ ન લાગે?

લક્ષ્મી—હા, આપણા દેશમાં ચાલ નથી તેથી આપણને ઘણી શરમ આવે, એ વાત ખરી છે. વિલાયતમાં એ જ્ઞાનને માટે કાંઇ શરમ ગણવામાં આવતી નથી. શરીરના સર્વ અવયવો ઇશ્વરે બનાવ્યા છે, તો પછી અમુક અવયવોમાં શરમ નહી અને અમુકમાં શરમ, એ તો આપણા મનની ટેવનુ કારણ છે. જે દેશોમાં એ બાબતની શરમ નથી ગણવામાં આવી તે દેશોમાં કાંઇપણ વિકાર વિના પુરૂષ ડાકટરો અને સ્ત્રી ડાકટરો સાથે મળીને શીખે કરે છે અને ઉપાયો પણ સાથે મળીને કરે છે.

વખત—પણ બનતાં સુધી સ્ત્રીઓના આવા ઉપાયો સ્ત્રી ડાકટરો કે દાયણો કરે તે વધારે ઠીક કે નહિ?

લક્ષ્મી—હા, તે તમારૂં કહેવું ખરૂં છે. એટલા માટેજ આ દેશમાં સરકારે સ્ત્રીઓને એ કામ શીખવવા માંડ્યું છે, કેમકે આપણા દેશમાં જણતરના કામ માટે પુરૂષ ડાકટરો નકામા જેવાજ છે. જ્યાં જીવના જોખમની વાત આવે ત્યાં પણ આ દેશના ઘણા લોકો પુરૂષ ડાકટરોની મદદ લેવાની ના પાડે છે.

વખત—વારૂ, ત્યારે તમે આ બધું કોની પાસેથી શીખ્યાં?

લક્ષ્મી—સ્ત્રીઓના ગુપ્ત ભાગોની રચના વગેરેની સર્વે માહીતી

મેં મુંબઇની જે. જે. હોસ્પીટલની લેડી ડાકટર પાસેથી મેળવી હતી. હું એ બલી મડમ સાહેબ પાસે નર્સનું કામ કરવા રહી હતી. તેઓ મને આ બધું બહુજ માયાળુપણે શીખવતાં હતાં. તેની પાસે વંધ્યા (વાંઝણી) સ્ત્રીઓના તેમજ નષ્ટગર્ભાઓના પણ ઘણા કેસો આવતા હતા અને હું તેમની પાસે મદદગાર હોવાથી સર્વ સ્ત્રીઓના દવાઓના તેમજ કાપકુપના ઉપાયો કરતી વખત તેઓ મને પાસે રાખતાં હતાં એટલુંજ નહિ પણ તે બધું કામ મને બતાવી બતાવીને તથા શીખવીને કરતાં હતાં.

વખત—વાહ, ત્યારે તો તે મડમ સાહેબ ઘણાંજ ભલા હશે!

લક્ષ્મી—એની ભલાઇનાં હું શું વખાણ કરૂં? આપણા દેશની હજારને ગાંઠીએ બનેલી સુયાણીઓ જેવી એ ન હોય!

વખત—વારૂ, બેન! તમે વંધ્યા અને નષ્ટગર્ભાની ઉપર વાત કરી ને વળી શું? વંધ્યા એટલે શું અને નષ્ટગર્ભા એટલે શું?

લક્ષ્મી—તે વાત હું પ્રસંગે તમને કહી ગઇ છું. સાધારણ રીતે જે સ્ત્રીને મુદલ છોકરાં થતાં નથી-પ્રથમથીજ દહાડો ચડતો નથી તે સ્ત્રી વંધ્યા એટલે વાંઝણી કહેવાય. અને જે સ્ત્રીને ગર્ભ રહે પણ તે ગર્ભનો ગર્ભસ્રાવ થઇ જાય અને છોકરાં છવે નહિ તે સ્ત્રી નષ્ટગર્ભા કહેવાય.

વખત—વારૂ, તે તો તમે મને કહ્યું જ છે. જે બે મુખ્ય કારણો હમણાં તમે કહ્યાં, તેમાં પહેલું કારણ તે વંધ્યાનું અને બીજું કારણ તે નષ્ટગર્ભાનું, એમજ કે નહિ? એમજ કહોને કે છોકરાં મુદલ ન થાય તે વંધ્યા, અને છોકરાં થાય પણ છવે નહિ તે નષ્ટગર્ભા.

લક્ષ્મી—ધન્ય છે તમારી બુદ્ધિને, બાઇ, થોડું કહ્યું તેમાં બધું સમજી ગયાં. વંધ્યા અને નષ્ટગર્ભા એ બે પ્રકારની સ્ત્રીઓનો

તમે જે સમજ્યા છો તેવોજ છે

વખત—વારૂ, તે બધુ ઠીક હવે સ્ત્રી વધ્યા એટલે વાઝણી ર હેવાના અને નગ્ગર્ભા એટલે છોકરા છવે નહિ તેના જેટલા જેટલા કારણો હોય તે બધા ટુકામા કહી જાઓ તમને મોડુ થાય છે, અને મારે પણ ઘરમા હજી ઘણુ કામ પડ્યુ છે

લક્ષ્મી—કહુ, સાભળો. પહેલુ કારણ (૧) જનન અવયવોની અપૂર્ણતા જનન એટલે જણવાના અવયવો અથવા ગર્ભસ્થાન, અને તેને લગતા અવયવો, સમજ્યા ના?

વખત—તે તો સમજી, પણ તે અપૂર્ણતા કેવી રીતે, તે જરા કહો

લક્ષ્મી—જુઓ, કોઇ કોઇ સ્ત્રીને ગર્ભાશયજ ખીનકુલ હોતું નથી. અને કોઇને હોય છે તો તે બહુજ ઝીણુ હોય છે, મોટી પુખ્ત ઉમરે આવ્યા છતા અને બીજા બધા અવયવો ખીલ્યા છતા ગર્ભાશય બાળકના જેવુજ નાનુ રહે છે, અને એવા અપૂર્ણ ગર્ભાશયમા ગર્ભ રહી શકતો નથી વળી ગર્ભાશય ન હોય તેની સાથે ગર્ભઅડ[1] પણ હોતા નથી વળી પ્રસવદ્વારનો માર્ગ બંધ હોય છે ઘણુ કરીને જે સ્ત્રીને ગર્ભઅડ હોતા નથી તે સ્ત્રીમા ગર્ભસ્થાન હોતુ નથી, પ્રસવ દ્વારનો રસ્તો બધ હોય છે અને તેને સ્તન પણ હોતા નથી આવી સ્ત્રી મોટી થાય છે, તો પણ છોકરી જેવી લાગે છે તેનો બાંધો બરાબર વધતો નથી, અને કોઈ કોઇવાર તો એવી સ્ત્રીમા પુરૂષના જેવા ઉલટા લક્ષણો દેખાય છે.

વખત—સત્યાનાશનીજ વાત તો! આવી વાતોમા અમે તો કશુ જાણતાજ નથી. વારૂ, એ વિના બીજી કાઇ અપૂર્ણતા હોય ખરી?

---

૧ ગર્ભઅડ—ઓવરી (ovary) સ્ત્રીના ગર્ભસ્થાનની ડાબી જમણી બે બાજુએ બે અડાકારના ભાગને ગર્ભઅડ કહે છે

લક્ષ્મી—પ્રમવદાર ટુકું હોય અથવા હોય નહિ અથવા ફળ વાહિની[1] અપૂર્ણ કે ખામીવાળી હોય તમને ગર્ભસ્થાનના બધા અવયવોની સમજણ નથી માટે ટુકામા એટલુ જ સમજોને કે ગર્ભસ્થાન અથવા તેના જુદા જુદા ભાગો હોય નહિ અથવા હોય તો બરું અપૂર્ણ એટલે પુરા ખીલ્યા વિનાના હોય, જેથી તે ભાગો ગર્ભ ધારણ કરવાને શક્તિવાન થતા નથી

વખત—વારૂ, અવયવ અપૂર્ણ હોય અથવા તો હોય નહિ, એ એક કારણ-હવે બીજુ કારણ કહો

લક્ષ્મી—બીજુ કારણ (૨) સ્ત્રીના ઉત્પત્તિ અવયવો અને તેના માગા સાકડા એટલે સંકોચાયના હોય તો તેથી પણ ગર્ભ રહી શકે નહિ, જેમકે પ્રસવ માર્ગનો સંકોચ, ગર્ભસ્થાનના બહારના મોનો સંકોચ, ગર્ભસ્થાનના માહેના મોનો સંકોચ, ઇત્યાદિ

વખત—હે બેન, ત્યારે ઘણીક જુવાન છોડીઓ શરીરે માટી સારી પુષ્ટ હોવા છતા અને ઉમર લાયક થયેલ છતા તેને નાવણ નથી• આવતુ તેનુ કારણ પણ આવુજ કાંઇ હશે કે?

લક્ષ્મી—વાહ! ઠીક પુછ્યુ પ્રસવ માર્ગનો સંકોચ અને અંદરનો આડો પડદો કાયમ હોય તો જુવાન સ્ત્રીને રૂતુ આવ્યા છતા તેનો અટકાવ થાય છે અને તેથી લોહીનો જમાવ ઉત્પત્તિ અવયવમા થાય છે અને તેથી આવી સ્ત્રીને દરમાસે રૂતુને વખતે પીડા થાય છે, પણ રૂતુ બહાર દેખાતું નથી, અંદરજ જમાવ થયા કરે છે, અને તેથી રક્તની ગાંઠ, સોજો અને પીડ વગેરે ઘણાક દરદો થાય છે

વખત—વારૂ, આવી ખામી છે એવુ જાણવાને કાંઈ બહારનુ

---

૧ ફળવાહિની—ફેલોપિયન ટયુબ-Fallopian tube-સ્ત્રીના ઉત્પત્તિ અવયવમા ગર્ભાશયની સાથે બન્ને બાજુએ બે નળીઓ હોય છે તે

લક્ષણ હોય છે કે?

લક્ષ્મી—હા (૧) સ્વામીસમાગમની અ ચણ અને (૨) પુરી ઉમર થયા છતા અને છાતી વગેરે સર્વ અવયવો ખીલ્યા છતા દર માસે પીળ થાય પણ રક્ત બહાર ન આવે ત્યારે ઘણુ કરીને એમજ સમજાય કે આડો પડદો છે અથવા માર્ગનો સંકોચ છે

વખત—ઓ મા! આવી અડચણ તો ઘણીક જુવાન છોડીઓ ને હોય છે, પણ બચ્યા અમે અજ્ઞાન બૈરાઓ આવુ કઇ જાણીએ બા ણીએ નહિ તેથી ઉપાયના ખાલી ફાંફા માર્યા કરીએ

લક્ષ્મી—જાણ્યા વિના તો બધુ એમજ તો! હવે ત્રીજુ કારણ (૩) કમળનુ ફરી જવુ ગર્ભાશય એટલે કમળનુ મો પ્રસવદ્વાર તરફ રહેવાની જરૂર છે જો કમળ જરા પણ ફરી જાય અને પ્રસવદ્વા રથી જરા છેટે જાય તોપણ ગર્ભ રહી શકતો નથી એ વાત દેખીતીજ છે

વખત—વાહ બેન હુ ધારુ છુ કે પહેલા બે કારણો કહ્યા તે તો જન્મની ખોડખાપણ જેવાં છે, પણ કમળ શી રીતે ફરી જતુ હશે?

લક્ષ્મી—બહુ સારી વાત પૂછી! ગર્ભાશયના બંધન ઢીલા પડે તેના કદમા તથા વજનમા વધારો થાય અંદર લોહીનો જમાવ થાય પ્રસવદ્વારનુ અંગ બહાર આવે ગર્ભાશયના અંદરના પડમા વરમ (સોજો) થાય તથા ગર્ભાશયમા મસા વગેરે થયા હોય, વગેરે કારણોથી કમળ આગળ પાછળ કે તિરછુ (વાંકુ) વળે છે

વખત—ત્યારે કમળ ફરી જાય તે તો આપણી પોતાનીજ ખામી કે આપણાજ દોષથી, કે નહિ?

લક્ષ્મી—હા, એમા વળી પૂછવુ શુ? ગર્ભાશયના બંધન ઢીલા પડે કે લોહીનો જમાવ થાય તે તો બધુ આપણી મૂર્ખાઇથીજ થાય છે

વખત—ઠીક ત્યારે તેનો કાઇ ઉપાય કરવો કે નહિ?

લક્ષ્મી—કમળ ફરી જાય તે જાઇ દવા ખાવાથી કે દવા અંદર લેવાથી સીધું થાય નહિ, પણ તે ફરવાના જે કારણો કહ્યા તેને માટે ને તે દરદના ઉપાયો કરવા ફરી ગયેલ કમળને ઠેકાણે લાવવા માટે સ્ત્રીને યોગ્ય સ્થિતિમાં સુવાડીને આંગળીઓની મદદથી યુક્તિથી જ ક રવતુ આ કામ દાયણોનુ જ નથી આ તો તમે મને પૂછો છો તેથી હું જાણું છું તેટલુ તમને સમજાવુ છું મારૂં મુખ્ય કામ પ્રસવ કરાવવાનુ છે, તોપણ દાયણોએ આ બધી વાતો જાણવાની જરૂર છે

વખત—વારૂ, ઠીક કમળ ફર્યું છે તે જાણવાની કાંઇ નિશાનીઓ જાણવામાં આવે કે નહિ?

લક્ષ્મી—એવી નિશાનીઓ ઘણી છે ગણો ૧ સ્વામી સમાગમ વખતે સ્ત્રીને પીડા થવી. ૨ અટકાવની પીડા—અટકાવ બહુ થવો, ઓછો થવો અથવા દરદ સાથે થવો ૩ ગર્ભસ્થાન ટેકે ઉતરી આવવુ ૪ વરમ થવો ૫. છોકરા નહિ થવા ૬ પેશાબ બંધ થાય કે ટપ. ટપ. કરે ૭ ઝાડો કબજ રહેવો અને હરસના જેવુ દરદ થવુ ૮ ચાલતા ચાલતા દરદ થવુ તથા કમર, વાંસો અને માથામાં પીડા થવી ૯ કસુવાવડ થાય ઇત્યાદિ તે બધા અથવા તેમાંના કેટલાક લક્ષણો હોય ત્યારે કમળ ફર્યું છે એવુ અનુમાન થાય

વખત—ત્યારે, કમળ વાંકુ થાય તેથી તો સ્ત્રીઓને મોટી આપદા!

લક્ષ્મી—આપદા તે ખરેખરી! હવે સ્હાણ નહિ રહેવાનુ કારણ ચોથુ (૪) સ્વામી સબંધ નહી થઇ શકવો.

વખત—તેનુ પણ કારણ હશે ના!

લક્ષ્મી—તેના કારણો ઘણા છે, ગણો.

(૧) એક કારણ તો તેમને કહ્યુ, તે એ કે કાંઇ કુદરતી જ ખામી

હોય છે, જેમકે યોનિપડન બહુ સખ્ત હોવાથી તે તુટતો નથી અને તેથી સમાગમ અસંભવિત થાય છે

(૨) કુદરતી રીતે જ માર્ગ સંકોચાયલો હોય છે

(૩) તે માર્ગમાં કાંઇ જખમ કે ઘારૂ પડવા પછી રૂઝાતા તે માર્ગ સંકોચાઇને સાકડો થાય છે

(૪) માર્ગ બહુ ટુંકો હોય છે અથવા મો બહુજ સાંકડુ હોય છે

(૫) સબંધ માર્ગમાં તેના મો ઉપર કે કમળના મો ઉપર જખમ હોય કે તે ભાગ આળો-કાચો પડ્યો હોય તો તેથી પણ સમાગમ દુઃખદાયક થઇ પડે છે

વખત—સત્યાનાશ કાઢ્યું ના! બચ્યા આટલા બધા દુઃખ દરદો યા દાગી મુક્યા હશે?

લક્ષ્મી—આપણા પોતાના અજ્ઞાનમાંજ તો!

વખત—વારૂ, એ તો ઠીક, પણ સબંધ માર્ગમાં આવી અડચણો હશે તે શાથી જાણી શકાય?

લક્ષ્મી—તે જાણવાનું મુખ્ય લક્ષણ સ્વામીસબંધ નહિ થઇ શકવો તેજ. સ્ત્રીના ઉત્પત્તિ અવયવો આવી રીતે ખામીવાળા કે દરદવાળા હોવાથી તે સબંધને સહનજ કરી શકતી નથી. તેને ઘણો ત્રાસ થાય છે અને ઘણીવાર તો હીસ્ટીરીઆ જેવા લક્ષણો પણ જણાઇ આવે છે

વખત—ત્યારે તેના ઉપાયો પણ હશે કે નહિ?

લક્ષ્મી—ઉપાયો હોય, ન કેમ હોય! આડો સ્વાભાવિક પડદો

* સ્ત્રીના અવયવમાં એક આડો પડદો હોય છે કેટલીક સ્ત્રીઓને એ પડદો બહુ બારીક હોય છે તે સહજ દૂર થાય છે પણ કોઇ કોઇ સ્ત્રીને તે પડદો કડક અને સખ્ત હોવાથી તેમાં શાસ્ત્રનો ઉપયોગ કરવો પડે છે

હોય છે તે સ્વામી સબધીજ દુર થાય છે, પણ કદી તે પડદો સખત હોય ને તેમ દુર ન થાય તો કાતર કે છરીથી તે પડદો કપાવી ના ખવો અને રૂઝ લાવનારી દવાનુ પોતુ મૂકવુ જો જખમ હોય તો તે રૂઝાવવાના ઉપાયો કરવા જો માર્ગ સાકડો હોય તો તે માર્ગ પહોળો કરવાનુ એક યત્ર આવે છે તે પહેરવાથી ધીમે ધીમે માર્ગ પહોળો થાય જો જખમ અથવા ચીરા પડ્યા હોય તો તે રૂઝવવાના ઉપાયો કરવા અને આ દરદો કે કારણો દૂર ન થાય ત્યા સુધી કદિ પણ સ્વામીસબધ કરવા નહિ

વખત—ત્યારે તો આ બધી વાતો વળી જાણવા જેવી છે

લક્ષ્મી—જાણવા જેવી તો છેજ ના હવે મરણ પામ્યુ (૫) ગર્ભાશયમા ગેહ ગાડ બાઝી હોય, અથવા ચરબી જામી ગઇ હોય, તો તેથી પણ દહાડા રહેવાનો અટકાવ થાય છે અને ઉપાય કરવાથી તેમા સુધારો થાય છે પણ દહાડા શાથી નથી રહેતા તેના ખરા કારણોનો કોઇ તપાસ કરતુ નથી તેથી, ઉપાય થતો નથી અને તેવી પણ સ્ત્રી હમેશને માટે વાઝણી રહે છે

વખત—વારૂ હવે વધારે કારણો છે ?

લક્ષ્મી—હા, હજી એમદ કારણો કહેવાના છે

વખત—ત્યારે તે પણ ભેગાભેગા કહી નાખો

લક્ષ્મી—જેવી રીતે યોનિમાર્ગનો સકોચ હોય છે, એવીજ રીતે જો કમળના મોનો પણ સકોચ થયો હોય છે, તો ગર્ભ રહી શકતો નથી કમળના મોમા એક છિદ્ર હોય છે પણ જો જન્મની સાથે એ છિદ્ર બધ હોય તો ગર્ભનો અટકાવ થાય વળી કુદરતી ખોડ નહોય, એને જન્મ સાથે તે છિદ્ર હોય પણ પાછળથી કમળના મોમા જખમ પડવાને લીધે, તે ક્ષતના આવવને લીધે, અથવા કાંઇ કાપકુપની ક્રિયા

પછી બરાબર રૂઝ લાવવામા ન આવે, તોપણુ કમળનુ મો મ ગાવાઇને તેની રોગે ભેગી મળી જાય છે ટુકામા એટલુજ કે ગર્ભ રહેવા માટે સ્ત્રીના બધા ઉત્પત્તિ અવયવો સપૂર્ણ, બેશ, ખુશ્રા, તથા રોગ વિનાના હોવા જોઇએ. કેમ, આ વાત તો સમજાય એવી છે ખરી કે નહિ?

વખત—તમે જે જે કહો છો તે હુ સમજુ છુ વાઉ, હવે કોઈ કારણુ બાકી રહ્યું છે?

લક્ષ્મી—હા, હજી એક કારણ કહેવાનુ છે, અને ઘણીક સ્ત્રીઓને દહાડા નથી રહેતા તેમા આ કારણુ પણુ ઘણીવાર જોવામાં આવે છે. કારણુ છઠ્ઠુ (૬) જે સ્ત્રીનુ શરીર ફુલી જાય છે તેને ગર્ભ રહેતો નથી. લોકો બોલે છે કે આ સ્ત્રી તો બાલી ગઇ છે બાલી જવુ એટલે ચરબીથી શરીર જાડુ થઇ જવુ.

વખત—હા, જે સ્ત્રીઓ શરીરે બાલી જાય છે તેને ઘણુ કરીને ગર્ભ રહેતો નથી એ વાત તો ખરી.

લક્ષ્મી—અને કદિ તેવી સ્ત્રીને ગર્ભ રહે છે તો ગર્ભ પુરા મહિના ટકતો નથી. સ્રાવ થઇ જાય છે.

વખત—વાઉ, સ્ત્રીઓ બાલી શી રીતે જતી હશે?

લક્ષ્મી—તેના ઘણા કારણો છે. જુવો, તે પણ ગણાવુ. (૧) અટકાવ થોડો થોડો આવવો. જે સ્ત્રીઓને અટકાવ પુરો પાધરો આવતો નથી તે સ્ત્રીઓ જાડી થતી જાય છે. બાલી જવાનુ મોટામા મોટું કારણ છેટે બેસવામા છુટથી મેલુ[1] ન પડે તે છે.

(૨) શ્રીમતાઇ અને કામકાજ વિના આળસુ થઇ પડી રહેવાની ટેવ તથા દિવસે સુઇ રહેવુ. એ પણ બાલી જવાનુ કારણ છે. મહેનત મજુરી કરવાવાળી સ્ત્રીઓ કરતા શ્રીમત લોકોની સ્ત્રીઓમા બાલી

૧ રજ, રજ, દરતાન

ગયેલી કુટુંબ સ્ત્રીઓ ઘણી વધારે હોય છે, એ તેનો પ્રત્યક્ષ પુરાવો છે.

વખત—હા, તે વાત તો ખરી. ઘણું કરીને શ્રીમંત લોકોમાં જ છોકરાંની ખોટ હોય છે. પણ વારુ, કેટલીક જાડી સ્ત્રીઓને પણ દહાડા રહે છે તેનુ કેમ? બાલી જવાનાં કાંઇ લક્ષણો હશે કે નહિ?

લક્ષ્મી—તે કેમ ન હોય? જે સ્ત્રીનો કેડની પાછળનો ને પેડુનો ભાગ ઘણો વધે છે તે બાલી ગઇ કહેવાય છે. તેની સાથે પેટનો ભાગ પણ ઘણો વધી જાય છે. તેને પેટમાં હમેશાં બાદી અને વાયુની ફરીયાદ રહે છે, દસ્ત કબજે રહે છે, નાવણ ખુલાસેથી આવતુ નથી, માથામાં ચકર-ફેર આવ્યા કરે છે, હાથે પગે સોજા જેવું થઇ આવે છે. કેટલીક સ્ત્રીઓ કમરથી જાડી હોય છે, કેટલીક સાથળથી જાડી હોય છે, આખા શરીરે પણ ચરબી ચડી જાય છે, તેથી તેનાં હૃદય, કલેજું વગેરે મર્મસ્થાનો નબળાં પડે છે અને તેમાં પણ ચરબી ચડી જાય છે, હાંફ ચડે છે, અને સામાન્ય રીતે શરીર દેખીતુ જબરૂં છતાં પોટલા જેવું તાકાદ વિનાનું નકામું હોય છે. જે જાડી સ્ત્રીઓને છોકરાં થતાં હોય છે તે ખરૂં જોતા બાલી ગયેલી કહેવાય નહિ. એવી જાડી સ્ત્રીઓનું આખું શરીર એક સરખું જાડું હોય છે અને સ્ફુર્તિ-શક્તિ વાળું હોય છે. બાલી ગયેલી સ્ત્રી પેટથી, કમરથી અને સાથળથી વધારે ફુલી ગઇ હોય છે અને તે શરીરે ઘણી અશક્ત હોય છે.

વખત—આ વાત તો ઠીક સમજાણી. હવે દહાડા ન રહેવાનાં કાંઈ કારણો કહેવાનાં બાકી રહ્યાં છે કે?

લક્ષ્મી—તમારે આવી વાતો ટુંકામાં સમજી લેવાની છે. બાકી, દહાડા નહિ રહેવાનાં બીજાં પણ અનેક કારણો છે. છેટે બેમવાના દહાડામાં શરદી લાગવાથી, સ્વામી સમાગમમાં નિયમ કે અંદાજે નહિ રહેવાથી, પ્રસવ વખતની કેટલીક અડચણોથી, સુવાવડ વખતમાં તાવ

આવે તેથી, અને એવાંજ બીજા કારણોથી ગર્ભાશયની અને તેને લગતા ભાગોની અંદરની ચામડીમાં વરમ ( સોજો ) થઈ આવે છે, તે કારણોથી પણ ગર્ભનો અટકાવ થાય છે. પણ હવે મને ઘણીવાર થઇ અને તમારે પણ કામ પડ્યુ છે, માટે લાંબુ કરતી નથી. હવે જતા જતા છેલ્લુ પણ બહુજ લક્ષમા રાખવા જેવુ કારણ કહુ છુ તે સાભળો.

વખત—એ કારણ એટલુ બધુ લક્ષમા રાખવા જેવુ છે તો તે જરા ઠીક કરીને કહો, બેન !

લક્ષ્મી—કહુ, સાંભળો (૭) આપણા લોકો કશુ સમજતા નથી, પણ પરમા તથા ચાદીના ખરાબ દરદો પણ દહાડાનો અટકાવ કરનારા મુખ્ય કારણો છે.

વખત—શુ બોલો છો ? જેને પરમો કે ચાદી થાય તેને છોકરાં નહિ થતા હોય ?

લક્ષ્મી—બધાને ન થાય એમ હુ કહેતી નથી. ઘણાને આ રોગ થઈ ગયા પછી અને તેનુ કેટલુક ઝેર શરીરમાથી નીકળી ગયા પછી થાય છે પણ ખરાં, તેમ છતા ગરમીનાં દરદવાળા માબાપોના છોકરા ગરમીના રોગવાળાં થાય છે, એ પણ ભેગા ભેગુ સમજી લેજો. પણ પ્રમેહ તથા ગરમીના દુષ્ટ રોગથી સ્ત્રીઓના ગર્ભસ્થાનમા વરમ થાય છે, એ વાત ચોકસ છે. એ વરમ જો ઉપાયથી સુધરે તો દહાડા રહે, ને ન સુધરે તો દહાડા ન રહે.

વખત—સારે તો ગરમીના દરદવાળાઓએ બહુ સભાળીને ચાલવા જેવુ ખરૂ.

લક્ષ્મી—સભાળીને તે ખરેખરૂ. આ દરદ ચેપી તથા ઝેરી છે. એ ચેપ પુરૂષનો સ્ત્રીને અને સ્ત્રીનો પુરૂષને લાગે છે, એટલુ જ નહિ પણ કદિ એ દરદવાળી સ્થિતિમાં ગર્ભ રહે તો તે છોકરાં પણ ગર-

મીનાં દરદવાળાં થાય છે. માટેજ કહું છું કે આ વાતમાં બહુ સાચવી સંભાળીને વર્તવું જોઇએ.

વખત—ખરૂં કહો છો, બેન ! વારૂ, પણ ઘણી બાઇડીઓ એમ બોલે છે કે મને રતવા છે અને તેથી છોકરાં બગડેલાં સડેલાં અવતરે છે. એ રતવા એજ ગરમી હશે કે કોઇ બીજો રોગ ?

લક્ષ્મી—બળ્યો તમારો રતવા ! એ રતવા એજ ગરમી ! 'કોડે રતવા છે' એમ બોલ્યા કરે છે પણ તેનો તેઓ અર્થ ક્યાં સમજે છે, તથા તે રતવા ક્યાંથી ઉડીને વળગ્યો તે વાત પણ તેઓ ક્યાં સમજે છે ? આ બાબતમાં સમજવા જેવી વાત એ છે કે, આ રોગથી સ્ત્રીને મહિના રહેવામાં અટકાયત થતી નથી, પણ ગર્ભના પોષણ માટે સ્ત્રીનું બીજ પુરેપુરૂં ખીલવાને બદલે ગરમીના દરદને લીધે બગડી જાય છે, અને નાશ પામે છે.

વખત—હાય હાય ! ત્યારે તો ગરમીનો રોગ બહુ ખરાબ બા !.

લક્ષ્મી—ખરાબ છેજ તો. કદિ કોઇને ગર્ભ રહે છે તો ગર્ભમાંના બાળકના શરીરના બાંધાને બગાડે છે અને તેથી જ એવી ગરમીના રોગવાળી કેટલીક સ્ત્રીઓને અધુરે માસે બાળક અવતરે છે, અને કેટલીકને પુરે માસે અવતરે છે, પણ તે બાળક રોગી હોય છે.

વખત—ત્યારે ઘણીક સ્ત્રીઓને છોકરૂં અવતરે છે ત્યારે કાંતો તેનું નાક સડેલું હોય છે, કાંતો હાથપગનાં આંગળાં ખવાઇ ગયાં હોય છે, કાં મોં ફદફદી ગયું હોય છે, કાંતો સુંવાળા ભાગો કોહી ગયા હોય છે, અથવા તો શરીર ઉપર રાતાં ને લીલાં ધાબાં ધાબાં હોય છે, તે સો ગરમીને લીધેજ હશે, કેમ ?

લક્ષ્મી—તે સો ગરમીનોજ પ્રતાપ, બેન ! માબાપોની બદફેલી અને તેમની મૂર્ખાઇના ફળ રૂપે તેમને એવાં સડેલાં બાળક ન આવે

તો કેવાં આવે? દરેક કામનું ફળ પ્રત્યક્ષ છે! અરે એટલુંજ શા માટે! બાળક અવતરે છે ત્યારે તે ધોળો પુણી જેવો અને રૂડો રૂપાળો. હોય છે ને થોડા કલાકમાં કે થોડા દિવસમા તેના શરીરની સર્વ ગરમી બહાર નીકળી આવે છે. શરીર ઉપર ગરમીની ધાણી ફુટે છે, અથવા રાતાં લીલાં ધાબાં ઉપડી આવે છે, તેમજ મોં પાકીને ફદફદી આવે છે; આવી રીતે કેટલાક દિવસ સુધી દુઃખ પામીને તથા સડી સડીને છોકરૂં મરી જાય છે.

વખત—હા, ખરૂં છે બેન! અમારી પોળમાં એક બાઇને તમે કહો છો તેમજ થાય છે. સડેલ છોકરાં અવતરે છે ને તરત મરી જાય છે.

લક્ષ્મી—ગરમીનાં દરદવાળાં એવાં સડેલાં છોકરાં જીવેજ નહિ.

વખત—વારૂ, તમે દહાડા નહિ રહેવાનાં કારણો તો ઘણાં કહ્યાં પણ તેના ઉપાયો વિષે તો કાંઇ કહ્યુંજ નહિ. તે પણ જાણવા જોઇએ કે નહિ?

લક્ષ્મી—ઉપાયો જાણવા તો જોઇએ. પણ આ પુરાણ ઘણું લાંબું છે; બેન! વળી ખરૂં પુછો તો મેં પ્રથમ કહ્યું તેમ, મારૂં ખાસ જ્ઞાન પ્રસૂતાને લગતું છે; તોપણ બેન, તમારી ઇચ્છા બહુ છે તો કોઇ વખતે ફુરસદ લઇને આવીશ ત્યારે તે બધા ઉપાયો પણ કહીશ. આમાં પણ નાવણ સંબંધી દરદો અને તેના થોડા ઉપાયો તો મેં એક દિવસ તમને કહેલા છે; પછી, કુદરતી ખોડખાપણોમાં જે અવયવોનો જન્મથીજ અભાવ હોય તેનો તો કોઈ ઉપાય હોયજ નહિ; જે અવયવો પુરા ખીલ્યા નહોય તે ખીલવવા માટે સ્ત્રીને સારો પુષ્ટીકારક ખોરાક આપવો, તેને ખુલ્લી સારી હવામાં રાખવી અને હરવા ફરવાની કસરત કરાવવી (ઘરમાં ગોંધાઇ ન રહેવું); એટલુંજ નહિ પણ સારી પુષ્ટીકારક દવાઓની પણ મદદ લેવી. શરીર ખીલે તો અપૂર્ણ

અવયવો પણ ખીલીને પૂર્ણ થાય, એટલેજ તેનો ઉપાય છે. આ ઉપરાંત જે જે કારણો કહ્યાં તે ઘણાંખરાં જન્મ પછીનાં કારણો છે અને તેના યોગ્ય ઉપાયો કરવાથી તે કારણો દૂર થાય તો ગર્ભ રહી શકે.

વખત—વારૂ, તે ઉપાયો વળી ફુરસદે કહેજો, પણ બેન, દહાડા નહિ રહેવાનાં તમે જે જે કારણો કહ્યાં તે તો બધાં સ્ત્રીઓની ખોડખામીનાં અને સ્ત્રીઓના રોગનાંજ કહ્યાં. ત્યારે પુરૂષોના રોગથી કે પુરૂષોની ખામીથી દહાડા ન રહે, એમ નહિ બનતું હોય શું?

લક્ષ્મી—તમે મને પૂછ્યું ન હોત તો પણ હું હવે તે જ વાત કહીને ઉઠવાની હતી. પણ મારા મનમાં જે વાત હોય છે એજ વાત તમે કાઢો છો, એ તમારી બુદ્ધિની બલિહારી!

વખત—ત્યારે હવે તે પણ ઝટપટ કહી નાખો.

લક્ષ્મી—ઝટપટ શું કહેવું છે, જેવા કારણો સ્ત્રી પક્ષનાં છે તેવાંજ કારણો પુરૂષ પક્ષનાં પણ સમજવા. પુરૂષોના અવયવોની કુદરતી ખામીઓ અને શરીરના રોગો પ્રજા ઉત્પન્ન કરવાના કામનો અટકાવ કરે છે.

વખત— શું કહો છો? ત્યારે છોકરાં નહીં થવાનો બધો વાંક તો આપણા ઉપર જ મુકવામાં આવે છે!

લક્ષ્મી—અરે બેન! વાંકની શું વાત કરો છો! મેં સ્ત્રીઓની ખોડ ખામીનાં અને રોગનાં જે જે કારણો કહ્યાં તે તે સર્વમાં પણ પુરૂષોનું કર્તવ્ય તો ખરૂં જ! આ બધી વિટંબણાઓ અને આપદાઓ માટે પુરૂષો જ મોટે ભાગે જવાબદાર છે.

વખત—અત્યાર સુધી તો હું એમ જ સમજતી હતી કે, આ બધા વાંકનો ટોપલો તમે તો એકલી સ્ત્રીઓ ઉપર જ મુકો છો.

લક્ષ્મી—સ્ત્રીઓ અજ્ઞાન છે અને તેથી સ્ત્રીઓની ભૂલોનો પણ

કોઇ પાર નથી, પણ તેથી એમ ન સમજવું કે પુરૂષોનો વાંક ઓછો છે. આપણે આપણો વાંક કબૂલ કરવો જોઇએ. પુરૂષો પોતાનો વાંક કબુલ નથી કરતા તેથી જ તેઓ હેરાન થાય છે ના!

વખત—શું હેરાન થાય છે? છોકરાં નથી થતાં તો તેઓ તો ભલીભાત બીજી સ્ત્રી પરણે છે અને બીજીને મૂકીને ત્રીજીને પરણે છે!

લક્ષ્મી—અને તેથી તેઓ આપણા કરતાં વધારે સુખી છે, એમ તમો માનો છો? સ્ત્રીઓની દરકાર નહી કરવાથી અને છોકરાં નહી થવાનો બધો વાંક સ્ત્રીઓ ઉપર મુકવાનો તેઓ અન્યાય કરે છે તેથી તો ઉલટા વધારે ગુન્હેગાર ઠરે છે!

વખત—તમે તો ખૂબ કરી! શું પુરૂષો આટલા બધા દોષવાન છે? મને તે વાત જરા એથી ખુલાસેથી કહેવી પડશે.

લક્ષ્મી—દોષવાન તે એકવાર નહિ પણ હજારવાર! સ્ત્રીઓને બગાડનાર પુરૂષો જ છે! ઘણા નાદાન કમઅકલવાન પુરૂષો બહારથી રોગ લઇને આવે છે અને સ્ત્રીઓને તેવા ખરાબ રોગો વળગાડે છે, અરે બેન! પુરૂષોની મૂર્ખાઇની હદ જ ક્યાં છે! અમારાં મડમ સાહેબ વારંવાર એજ દીલગીરી બતાવતાં હતા કે આ દેશના પુરૂષો જ સંસારને ભ્રષ્ટ કરે છે. સ્ત્રીઓને ખરાબ કરે છે, અને આવાં આવાં દુઃખદરદોને ઉભાં કરે છે! તેઓ સંસારના સુખથી અજાણ છે, તેથી તેઓ પોતે કશું ખરૂં સુખ ભોગવી શકતા નથી અને બિચારી નિર્દોષ નબળી સ્ત્રીઓને સુખ આવવા દેતા નથી. તમો સમજુ છો એટલે એટલામાં જ બધું સમજોને, વધારે શું બોલું. બેન! જો પુરૂષો સદાચારી, સંતોષી અને સમજુ હોય તો આપણા સંસારમાં આટલાં બધાં દુઃખદરદો વગમાણો અને ફજેતા શેના હોય! બિચારી સ્ત્રીઓ ઘરમાં ગોલાપું કર્યા કરે છે અને ઘરના કામકાજમાંથી

ઉંચી નજર કરવાની પણ તેને નવરાશ હોતી નથી; અને કદિ ક્યાંઇ સ્ત્રીમાં બગાડ હશે તો તેમાં વાંક પુરૂષ પક્ષનો જ હશે.

વખત—બીજું બધું તો તમે બરાબર કહ્યું. પણ સ્ત્રી દુરાચરણી થાય તેમાં પણ પુરૂષોનો વાંક, તે શી રીતે?

લક્ષ્મી—બેન! આ દેશની સ્ત્રીઓ પોતાના પતિને પરમેશ્વર તુલ્ય ગણે છે, અને એવું ગણે છે તેથી તેઓ પોતાના પતિમાં કાંઇ દોષ જ જોતી નથી. તમને પણ એજ કારણથી પુરૂષોનો વાંક સુજતો નથી, તેમાં નવાઇ નથી. પણ પુરૂષો આપણા ગુણ ક્યાં દેખે છે? અને પોતાના દોષ પણ ક્યા દેખે છે?

વખત—પણ, બેન! આપણે તો આપણા પતિના ગુણ જ દેખવા, અને એજ આપણો ધર્મ છે, એમાં શું ખોટું?

લક્ષ્મી—તે તો હું પણ સારૂં ગણું છું, પણ પુરૂષો પોતાનો ધર્મ ક્યાં સમજે છે?

વખત—તે ધર્મ કયો, તે મને કહો.

લક્ષ્મી—તે ધર્મ એકપત્નીવ્રત. જ્યાં આ ધર્મની ખામી હોય ત્યાં આખો સંસાર ભ્રષ્ટ થયો સમજવો. પણ એકજ ખરાબી ક્યાં બળી છે, બેન?

વખત—વળી બીજી શી ખરાબી બળી છે?

લક્ષ્મી—કેટલાક હેવાનોના જીવ ઘરની બહાર ભટકતા હોય છે, બહાર ભટકીને રોગભોગ ઘેર લઇને આવે છે, એ રોગ પોતાની નિર્દોષ સ્ત્રીઓને વળગાડે છે, અને પછી જ્યારે સ્ત્રીને દહાડા રહેતા નથી અથવા છોકરાં જીવતાં નથી એટલે બીજી બાપડી પરણે છે! કહો, આમાં વાંક બાઇનો કે ભાઇનો?

વખત—તમે તો પુરૂષોનું પાટીયુંજ કાઢી નાખ્યું જો! હું તો

તમારી એકે એક વાત સાંભળીને દિંગ બની જાઉ છું! બાઇ, તમે તો જાણે સ્ત્રીઓનાં દુઃખ દરદો મટાડવાનો અવતાર લીધો હોય નઇ!

લક્ષ્મી—કહો તો હજી એકાદ વધારે મૂર્ખાઇની વાત કહું.

વખત—ત્યારે ભેગાભેગી તે પણ કહી નાખોને, બેન!

લક્ષ્મી—નાની નાની બાળકીઓ સાથે ઘરડે ઘડપણે લગ્ન કરીને ઘોળામાં કોળાં નાખવાં, એ પુરૂષોની ઓછી તકસીર છે? આપણા લોકોમાં દર વરસ એવાં હજારો લગ્નો થાય છે અને બિચારી હજારો નિર્દોષ બાળકીઓ હોમાઇ જાય છે! કેટલાક ઘડપણમા પોતાની ચાકરી કરાવવા માટે પરણે છે, અને કેટલાક છોકરાની આશાથી પરણે છે, પણ તેના કેવાં ફળ મળે છે તથા કેટલા ફજેતા થાય છે, તે તમારાથી કાંઇ અજાણ્યું હશે? સ્ત્રીઓ દુરાચરણી થાય તેમાં પુરૂષોનોજ વાંક છે, એ વાત હવે સમજ્યાંને?

વખત—સમજીજ પડી છુ, બેન! તમારી કઈ વાત ન સમજાય એવી છે? હું તમારૂ કહેવું બધુંય સમજું છું. સ્ત્રીના બગાડમાં પણ પુરૂષજ ઘણે ભાગે કારણ છે, એમજ તમારે કહેવાનુ છે ના?

લક્ષ્મી—હા, એજ કહેવાનુ છે; તેમ છતાં છોકરાં થતાં નથી તો બધી ખામી સ્ત્રી પક્ષનીજ કાઢવાનો ચાલ પડી ગયો છે. છોકરાં ન થતાં હોય તો તેમ થવાનો દોષ સ્ત્રીમાં છે કે પુરૂષમાં છે તે બન્ને વાત નક્કી કરવી જોઇએ.

વખત—ત્યારે એમજ કહોને કે સ્ત્રીને દહાડા ન રહે ત્યારે જેમ સ્ત્રીની ખોડ ખામી કે દરદનો તપાસ કરવામાં આવે છે, તેમ પુરૂષમાં પણ કાંઇ ખોડ ખામી કે દરદ છે કે નહિ તેનો પણ તપાસ કરવો જોઇએ. કેમ એમજ કે નહિ?

લક્ષ્મી—હા, એમ થવુંજ જોઇએ.

વખત—ત્યારે છોકરાં ન થવામાં પુરૂષ પક્ષમાં કંઈ કંઇ ખામી કે રોગ હોય છે?

લક્ષ્મી—જે જાતની ખામીઓ અને દરદો સ્ત્રીમાં હોય છે એજ જાતની ખામીઓ અને દરદો પુરૂષોમાં પણ હોય છે. વાંઝીયાપણાનો બધો વાંક સ્ત્રીઓ ઉપરજ મુકવામાં પુરૂષો ઠગાય છે, એજ સો વાતની એક વાત! હવે તો બહુ વાર થઇ, હવે હું જાઉ છું, બેન!

વખત—હવે જવાય છે. જરા તો બેસો. એક બીજી વાત યાદ આવી તે પણ જરા પુછી લઉ.

લક્ષ્મી—ભલે પૂછો, પણ હવે હું વધારે નહીં બેસું.

---

## પ્રકરણ ૪ થું.




### ગર્ભ ઉપર માના ગુણ દોષની અસર.

લક્ષ્મી—હું જ્યારે આ વાત ફેલવા પાડીને સમજાવીશ ત્યારે તમારી ખાત્રી થશે કે આપણી સ્ત્રીઓમાં સોમણુ તેલે અજ્ઞાનરૂપી અંધારૂં છે !

વખત—ત્યારે ફેલવા પાડીને સમજાવો, બેન !

લક્ષ્મી—ગર્ભસ્થાનમાં બાળકના લેખ લખાય તે વિધાતાનાજ આંકડા સમજવા. ત્યાં જે લેખ લખાય તે લેખ ફરેજ નહીં.

વખત—વળી પાછો ગોળો પીંડાળો વાળ્યો જ તો ! ગર્ભમાં કયા લેખ લખાય અને તે કોણ લખે ?

લક્ષ્મી—કયા તે કયા ? આંહીં કાંઇ કાગળ કલમ અને શાહી-ની વાત સમજવી નહિ. એટલું પણ સમજતાં નથી, કે ગર્ભસ્થાનમાં તે કોઇ બહારથી લખવા આવતું હશે કે ?

વખત—ત્યારે તે લેખ અંદરથી કોણ લખતું હશે ?

લક્ષ્મી—કહું છું, ધીરાં થાઓ; આ વાત ઝટ સમજાય એવી સહેલી નથી. તમો અજ્ઞાન સ્ત્રીઓના મનમાં વિધાતાના આંકડાનુ જે ભુત ભરાયું છે, તેનો ભેદ હમણાં બતાવું છું ! જરા ધ્યાન દઇ સાંભળો.

વખત—તમારો બોલેબોલ હું ધ્યાનથી સાંભળું છું. હું તો એમ જ માનું છું કે અમારી સ્ત્રીઓનું અજ્ઞાન મટાડવા માટે ઇશ્વરેજ તમને આહિં (આ દેશમાં) જન્મ આપ્યો છે !

લક્ષ્મી—એ બધો ઉપકાર ડાકટર સાહેબનો માનો; હું જે કાંઇ જાણું છું તે સઘળું ડાકટર સાહેબ પાસેથી શીખી છું, એ વાત મેં તમને પહેલાં પણ કહેલી હતી. ડાકટર સાહેબ તો વિલાયતથી શીખીને આવ્યા છે, પણ આપણા દેશની જુની વૈદક વિદ્યાનાં પુસ્તકોમાં પણ આ બધી વાતો કયાં નથી ? પણ તે બેશ કરીને સમજવનાર જોઇએ ના !

વખત—એજ એટલા વર્ષા છે ના, બેન! વૈદકના ગ્રંથોમાં તો ઘણીએ વાતો બળી હશે, પણ તે શું કામની? માંદાં પડીએ એટલે એક તરફથી વૈદરાજ અને બીજી તરફથી જોશી મહારાજ દોડયા દોડયા આવે અને એક પડીકાં વાળી આપી સમજાવી જાય અને બીજા ધન, મકર, કુંભની વાતો કરીને પતવી જાય! પેટ ભરવાનો જ ધંધો!

લક્ષ્મી—તમારાં જેવાં ભોળાં અને મૂર્ખ લોકોમાં એ ધંધો ન ચાલે તો પછી બીજે કયાં ચાલે?

વખત—હા, બેન હા, અમે મૂર્ખ છીએ તેથીજ આટલું સાંભળવું પડે છે ના! વારૂ, હવે વિધાતાનો અને તેના લેખનો ભેદ કહો, બીજી વાતો જવા દો, બેન!

લક્ષ્મી—મને તમારા લોકોના અજ્ઞાન માટે ઘણું દાઝે છે તેથીજ આટલું બોલી જવાય છે, નકર મારે કડવું ઓસડ પાવાની શી જરૂર? હું તો તમારા સારા સારૂ બોલું છું.

વખત—હું તે વાતની કયાં ના પાડું છું. તમે તો અમારા ભલા માટેજ કહો છો, બેન! હવે આપણી વાત આગળ ચલવો.

લક્ષ્મી—વિધાતા કોણ અને વિધાતાના આંકડા તે શું, એ બે વાત મારે તમને સમજાવવી છે, એજ કે નહિ?

વખત—હા, એજ.

એક બાળક દુખ કે રોગબોગ લઇને જન્મે તેનો વાંક ઇશ્વર ઉપર મુકવો, એ શું વાજબી છે?

વખત—ના, બા, તે તો વાજબી નજ કહેવાય. છોકરૂં રોગબોગ લઇને આવે એમાં ઇશ્વર શું કરે?

લક્ષ્મી—પણ તમે લોકો તો બધો વાંક ઇશ્વિર ઉપર જ ઢોળો છો ના! તમારા વાંકથી છોકરૂં રોગી કે અપંગ આવે તેના વાંકનો ટોપલો તમે તો વિધાતા (ઇશ્વર) ઉપર મૂકો છો!

વખત—ત્યારે વિધાતા તે ઇશ્વિર નહિ, એમજ તમારૂં કહેવું છે ના?

લક્ષ્મી—હા, વિધાતા એટલે ઇશ્વર નહિજ!

વખત—ત્યારે વિધાતા એટલે શું, તે સમજાવોને!

લક્ષ્મી—વિધાતા એટલે બાળકનુ શરીર ઉત્પન્ન કરવામાં તથા ઘડવામાં જે કુદરતી શક્તિ કામે લાગે તે, બીજી કાઈ? એ શક્તિને ગમે તે નામથી બોલાવો. હુ તો કહુ છું કે બાળકનાં માબાપ એ પણ વિધાતા, કેમકે માબાપની અંદર જે કુદરતી શક્તિ-ગુણ દોષ રહેલા છે તે બધી શક્તિ-ગુણ દોષ બાળકમા આવે છે. એ ગુણ દોષ ગર્ભસ્થાનમાંજ આવે છે, અને એજ તમારા વિધાતાના આંકડા!

વખત—ધન્ય છે! બાઈ, તમારી બુદ્ધિને! તમે તો ભારે કરી! તમે તો બાળકની માને જ વિધાતા બનાવી દીધી!

લક્ષ્મી—હા, હા, મા એજ બાળકની વિધાતા અને મા એજ બાળકના કપાળમાં સુખદુખના આંકડા પાડનાર બ્રહ્મા!

વખત—વિધાતા કપાળમાં આંકડા પાડે છે એમ પણ બોલાય છે, એ વાત શું ખરી હશે?

લક્ષ્મી—શું ધૂળ! આંકડા બાંકડા કેવા! માબાપ રૂપી વિધાતા તરફથી બાળકને માટે સુખ દુખ કે રોગબોગના આંકડા લખાય છે

તું તો બાળકના એકલા કપાળમાં જ નહિ, પણ તેના આખા શરીરમાં અને રોમે રોમે અને નસે નસે લખાઈ જાય છે, સમજ્યાં બેન ?

વખત—આ તમે શું કહો છો, તે જરા ઠીક કરીને સમજાવો બેન!

લક્ષ્મી—હું શું મારૂ કપાળ સમજાવું! મને આ વાત કરતાં કરતાં ઘણો ખેદ થાય છે, બેન. જુવો, આંકડાબાકડાની બધી વાત જવા દો. આપણે વિધાતાની વાતના ઉંડા કુવામા ઉતરવાની શી જરૂર છે ? મા તથા બાપે મળીને પોતાના બીજથી બાળકને જન્મ આપ્યો. માટે તેજ તેમનાં વિધાતા. ટુકીને ટચ તો આટલી જ વાત છે.

વખત—પણ વિધાતાના અક્ષર કપાળમા લખાય છે, એવુ બોલાય છે તેનો પણ કાઇ ભેદ તો હશે, બેન!

લક્ષ્મી—હા, તેનો પણ ભેદ ખરો.

વખત—ત્યારે તમે તે જાણતાં હો તો તે પણ ભેગાભેગુ કહી નાખો.

લક્ષ્મી—ઠયો કહું. હું જેમ જાણુ છું તેમ બધુ કહેવાને મારી ક્યાં ના છે. તમે આ બધુ જાણો, સમજો, તો તેમાં લાભ જ છે ના. તમે જાણો છો કે માણસના ચેહેરા ઉપરથી શરીરની અદરના રોગની તથા રીતભાત સ્વભાવની પરીક્ષા થઈ શકે છે.

વખત—હા, ડાકટરો તેમજ વૈદો દરદીનોચેહેરો, આંખ–નાક–જીભ વગેરે જુવે છે ખરા, તે રોગની પરીક્ષા માટે જ હશે.

લક્ષ્મી—બેન ! અમારા ડાકટર સાહેબ એક વાર કહેતા હતા કે ચહેરો—આંખ, નાક, જીભ વગેરેથી તો શરીરના રોગની પરીક્ષા થઇ શકે છે, પણ ચેહેરા ઉપરની રેખાઓ–તંતુ રચના વડે માણસના સ્વભાવની–ગુણદોષની–પણ પરીક્ષા કરી શકાય, એવી પેણ એક વિદ્યા છે, અને એ વિદ્યાના આધારે તેના અંતઃકરણના વિચારો પણ જાણી

શકાય છે. ચહેરાની-કપાળની-આ રેખાઓ ગર્ભમાં ઘડાય છે, અને તેથીજ કદાચ એમ બોલાતું હશે કે વિધાતા અક્ષર કપાળમાં લખાય છે.

વખત—ઠીક, પણ તમે પ્રથમ તો કહ્યું કે મા એજ બાળકની વિધાતા, અને હવે માબાપ બેયને વિધાતા કહો છો તેનું શું કારણ?

લક્ષ્મી—આ આખી સૃષ્ટિ પણ પુરૂષ તથા પ્રકૃતિ વિના બની નથી, તો બાળક પેદા થવામાં નર અને માદા બેય જાતિની જરૂર છે, એ કુદરતનો નહિ ફરી શકે એવો નિયમ છે. એકથી બાળક પેદા થઇ શકેજ નહિ. એટલા માટે મા તથા બાપ બન્ને બાળકનાં પેદા કરનાર કહેવાય. પણ માના ગર્ભસ્થાનમાં બાળકનો ગર્ભ રહ્યા પછી એ ગર્ભને મોટો કરનાર તથા ભવિષ્ય માટે તમારા વિધાતાના ખરા લેખ લખનાર તો માજ છે.

વખત—તમારૂં કહેવું મારા ધ્યાનમાં ઉતરે છે ખરૂ. અત્યાર સુધી તમે જે જે વાત કરી ગયા છો અને મને સમજાવી ગયાં છો તે ઉપરથી હું એટલું તો સમજી શકી છું કે બાળકની શરીરસબંધી તથા મન સંબંધી સારી નરમી ખીલવટનો ઘણો ખરો આધાર મા ઉપર છે.

લક્ષ્મી—તેમ નહિ તો બીજું શું?

વખત—પણ, હેં બેન! તમે કહ્યું કે વિધાતાના આંકડા બાળકના કપાળમાંજ નહિ પણ તેના આખા શરીરમાં રોમે રોમે અને નસેનસે લખાઇ જાય છે, તે શું?

લક્ષ્મી—હા, હવે તે પણ કહું છું, તે સાંભળો. તમારી વિધાતાના આવા આંકડા અસખ્ય છે. હું તમને થોડા ગણાવું છું.

વખત—આ વળી નવાઇની વાત! તે આંકડા જાણવાને મારો જીવ ઉચો નીચો થઇ રહ્યો છે, માટે જલદી કહો. બેન!

લક્ષ્મી—ગર્ભમાંનું બાળક માના શરીરમાંથી પોતાનું પોષણ લે

છે એ વાત તો હું તમને કહી ગઇ છું. પણ તે બાળક ગર્ભમાં પોતાની માના ગુણ કે દોષ પણ લઇને અવતરે છે, એ વાત તમે જાણો છો?

વખત—એમ તો બોલાય છે કે જેવાં માબાપ તેવાં છોકરાં અને તેનો અર્થ તમે કહો છો તેવોજ હશે.

લક્ષ્મી—હા, પણ એમ બોલાય છે, એટલુંજ જાણવામાં શું દાડો વળ્યો? તેની મતલબ સમજવી જોઇએ ના!

વખત—હા, એ વાત તો ખરી.

લક્ષ્મી—માના લોહીથી બાળકનું પોષણ થાય છે, એનો અર્થ એવો છે કે બાળકના શરીરની તેમજ તેના મગજની એટલે ગુણ દોષની રચના એ બધી રચના માના લોહી પ્રમાણે તથા માના તે વખતના આચરણો પ્રમાણે થાય છે, અને માના જે અનેક ગુણો તથા દોષો (શરીરના તેમજ મનના) બાળકમાં ઉતરે છે તે વિધાતાના આંકડા છે.

વખત—આતો નવાઇ જેવી જ વાત!

લક્ષ્મી—તમે કદી સાંભળ્યું જોયું કે વિચાર્યું ન હોય તેથી તમને નવાઇજ લાગે. દરેક માણસના રોજના આચાર વિચાર હોય તેવી છાપ તેના શરીરના પોષણકારક રસ ઉપર થાય છે, ત્યાંથી તે અસર લોહી ઉપર થાય છે. લોહી દ્વારા તંતુઓ ઉપર અસર થાય અને એ પ્રમાણે માણસના આચાર વિચાર સારા કે ખોટા હોય તે પ્રમાણે તેના શરીરમાં ટેવ ઘર કરતી જાય છે. માણસના લોહીના દરેક ટીપામાં તેના ગુણ તથા દોષનો રંગ એટલે અસર હોય છે. અને ખાનપાન, વિચારો, તથા ચાલચલણ પ્રમાણે એ દરેક લોહીના ટીપામાં રોજ રોજ ફેરફાર થાય છે. સારો કે નઠારો!

વખત—ઠીક; આ વાત ઝીણી ખરી, પણ તે સર્વે વાતો કરતાં ઘણીજ વધુ ઉપયોગી પણ ખરી.

લક્ષ્મી—ઠીકતો! બાળક કેવું ઉત્પન્ન કરવુ તથા તેને કેવું બનાવવુ, એ વાત માબાપનાજ હાથમાં છે, અને મા તો તે બાળકના રગેરગની અને દરેક ગુણની વિધાતા છે, એ વાત તો હું પહેલાજ કહી ગઇ છું.

વખત—મારી આગળીઓ વિધાતાના આકડાઓ ગણવાને તલપી રહી છે!

લક્ષ્મી—તે ગણાવુ છુ. ગણો. વિધાતાનો આકડો પહેલો (૧) લો. જો માબાપનુ બીજ રોગી હોય તો બાળક રોગી થવુંજ જોઇએ. રોગી માબાપનુ બાળક આ આંકડો ગર્ભમાથીજ પોતાના કપાળમાં લખાવી લાવે છે સમજ્યાં ના?

વખત—સત્યાનાશનીજ વાત તો! મા અથવા બાપને ગરમીનો રોગ થયો હોય તો બાળક ગરમીનો રોગ લઇને જન્મે કે?

લક્ષ્મી—એકવાર નહિ પણ અઢાર વાર! વિધાતાનો આંકડો બીજો (૨) જો. બાપની ઓછી શક્તિમાં કે નબળી દશામાં માને ગર્ભ રહે તો બાળક પણ નબળું અને દુબળુ થાય. ગણો. વિધાતાનો આંકડો ત્રીજો (૩) જો. બાપ કે માને ક્ષય રોગ હોય અને તે રોગવાળી અવસ્થામાં ગર્ભ ધારણ થાય તો બાળકને વહેલા મોડો ક્ષય રોગ થવાનો સભવ ખરોજ!

વખત—હા, એવા બનાવ તો ઘણા બને છે. નજરે દેખીએ છીએ.

લક્ષ્મી—કેમકે તે તો વિધાતાનો આંકડો છે ના! ગણો. વિધાતાનો આંકડો (૪) થો. બાપ દારૂડીઓ હોય અને દારૂના વ્યસનવાળી અવસ્થામાં ગર્ભ રહે તો બાળક પણ દારૂ પીવાની ગ્રતીવાળો થાય છે અને દારૂડીયાં માબાપોનાં છોકરાં દારૂ પીવાના છંદનો પોતાના કપાળમાં વિધાતાનો લેખ લખાવીને આવે છે! કેમ લેખ ખરો કે નહિ?

વખત—ત્યારે તો બેન, એમ કહોને કે બાળક તો નખશીખ માબાપના શરીરમાંથી નીકળેલું માબાપનુંજ બીજું શરીર છે!

લક્ષ્મી—ત્યારે બીજું શું છે ? હજી તો પારેશમાં પહેલીજ પુણી થઈ ! ગણો, આંકડો (૫). દીકરો વિષયી અને દુરાચારી થશે તેનો કપાળે ડામ પણ તે ગર્ભમાંથીજ લખાવી લાવે છે અને સદાચારી થશે તેનો લેખ પણ તે ગર્ભમાંથી લખાવી લાવે છે.

વખત—તમે તો મારી મજાક કરો છો ! એવું તે વળી બનતું હશે કે ?

લક્ષ્મી—અરે બેન ! એમજ બને છે. હું તમારી મજાક કરતી નથી, હું ખરૂંજ કહું છું.

વખત—ત્યારે તો સદાચરણી માબાપોનાં છોકરાં સદાચરણી થાય અને દુરાચરણીનાં છોકરાં દુરાચરણી થાય, એમજ કહોને !

લક્ષ્મી—હું જે કહું છું તે એજ કહું છુ. અપવાદ લેખે સારાં કુટુંબોમાં નઠારાં છોકરાં અને નઠારાં કુટુંબોમાં સારાં છોકરાં ક્યાંઇ ક્યાંઇ થતાં હશે. પણ સાધારણ નિયમ તો આવોજ છે કે માબાપ હોય તેવાંજ છોકરાં થાય.

વખત—ત્યારે ગર્ભ ધારણ કરવા વખતે માબાપે રોગભોગ વગરના થવું જોઇએ. સદાચારી પણ રહેવું જોઇએ; એમ તો ખરૂં ને !

લક્ષ્મી—ખરૂંજ. વળી મા કે જેને હું ખરી વિધાતા કહું છું તેણે તો ઘણી ઘણી વાતો ધ્યાનમાં રાખવાની છે.

વખત—ત્યારે તે બધી વાતો કહેવા માંડોને, બેન !

લક્ષ્મી—આ વાતોનો તરત પાર આવે એમ નથી.* તો પણ

* ગર્ભ ધારણની અગાઉથી શું તૈયારી કરવી, નિરોગી, સદાચારી અને સુંદર બાળકો પેદા કરવા માટે શું કરવું, ગર્ભમાંના બાળકને કેવી રીતે કેળવવું, ગર્ભિણીએ ખાવા પીવામાં અને વિચારોમાં કેમ વર્તવું, ઇત્યાદિ અનેક ઉપયોગી વાતોનું દાખલા દલીલો સાથે એક પુસ્તક તૈયાર થાય છે. આ પુસ્તક ધાત્રી શિક્ષાના બન્ને ભેટનાં પુસ્તકોને દીપાવનારો રહેશે. એટલા માટે અત્રે આ વાત ટુંકામાંજ આટોપી લીધી છે. વૈદ્ય જટાશંકર.

વિધાતાના હજી થોડા આંકડા ગણાવું છું. (૬) તમારી મોતીનો ભાણીયો બીકણ થશે કે બહાદુર થશે તેનો લેખ તમારી મોતીએ ગર્ભના સમયમાં લખ્યો હશે તેમજ થશે.

વખત—શું ભાણીઓ બીકણ થાય કે બહાદુર થાય તે વાત પણ મોતીના હાથમાં? ભાણીઓબીકણ થાય તોમોતી બિચારી શું કરે?

લક્ષ્મી—સ્વભાવથી બીકણ માણસો અને બહાદુર માણસો થાય છે એ વાત તો તમે માનો છો ને?

વખત—હા, તે તો માનવીજ પડે. ઘણા ભાઇડા તેમજ બાઇડીઓ સ્વભાવે ડરકણ હોયછે અને ઘણાંને છાતીવાળાં પણ દેખીએ છીએ.

લક્ષ્મી—ત્યારે તે ડરકણપણું કયાંથી આવ્યું? તેનો કોઇ વિ વિચાર કરો છો?

વખત—આ વાત તો ખરી, ભઈ! આતો તમે કોયડો ઘડયો! તમારા કોયડામાંથી નીકળવાનું મારૂ ગજું નહિ!

લક્ષ્મી—નીકળાય તે શી રીતે? તમારૂં એક છોકરૂં નિરોગી કે સદાચારી ને બીજું રોગી કે દુરાચારી અથવા એક શરીરે મજબુત અને બીજું લુલું પાંગળું કેમ થયું તેનો તમે કોઇ દિ વિચારજ કયાં કરો છો? બધું આંધળે બહેરૂં કુટો છો ને બિચારી વિધાતાનો વાંક કાઢયા કરો છો!

વખત—બેન! તમારામાં આટલી બધી ઉંડી સમજણ છે, તે હું જાણતી નહોતી. અમારા વૈદો પણ આ વાત સમજાવી શકતા નથી.

લક્ષ્મી—સમજાવી શકે નહિ, કે સમજાવે નહિ, તો ભલે, પણ વૈદક શાસ્ત્રના જુના ગ્રંથોમાં પણ આ બધી વાતો સાર રૂપે છે, એમ મેં સાંભળ્યું છે. હવે, વિધાતાનો આંકડો (૭) કહું છું. દયા, પ્રેમ, અને ભક્તિભાવના લેખ પણ ગર્ભમાં લખાય છે, અને ક્રુરતા, દ્વેષ,

અને નાસ્તિકપણાના લેખ પણ ગર્ભમાંજ લખાય છે. એ લેખોની લ-ખનાર વિધાતા પણ બાળકની મા જ છે.

વખત—લક્ષ્મી બેન ! આ તે તમે શું બોલો છો ? શું મા પોતાના બાળકને ક્રૂર, દ્વેષી અને અધર્મી બનાવે ખરી ?

લક્ષ્મી—મા પોતાના બાળકને એવું નઠારૂં બનાવવાને ઇચ્છતી નથી, એ વાત ખરી, પણ તેના પોતાનાજ એ ગુણોનું ગર્ભમાં બાળકને એની મેળે પોષણ મળ્યા કરે અને તેથી બાળક એવું નઠારૂં બને; અને તેથીજ હું કહું છું કે ગર્ભમાં બાળકના લલાટમાં આ બધા વિધાતાના આંકડા લખનાર માજ છે.

વખત—બસ ! બસ ! બેન ! હવે વધારે આંકડા જાણવાની મારી મરજી નથી. હું બધું સમજી ગઇ. થોડામાં બધું સમજી લીધું. એમજ કહોને કે ગર્ભમાંનું બાળક માનું લોહી ચૂસીને મોટું થાય છે અને તે લોહી સાથે માના બધા સારા કે નઠારા ગુણો બાળકમાં પણ આવે છે !

લક્ષ્મી—હા. એમજ.

વખત—જો એમજ છે તો માએ નવ માસ સુધી માત્ર ખાવા પીવાની સંભાળ રાખવી એટલું જ નહિ પણ, બોલવા ચાલવાની એ-ટલે વાણીની અને વિચારની પણ સંભાળ રાખવી. ગર્ભના દિવસોમાં મા કલેશ કરે, નઠારા વિચારો કરે, નઠારૂં બોલે, નઠારૂં દેખે અને નઠારૂં સાંભળે, અને એ સર્વ વાતોની અસર–છાપ ગર્ભમાંના બાળકમાં પડે તો બાળક પણ એવી અસરવાળું થાય, એમ જ કે નહિ ?

લક્ષ્મી—શાબાસ, બેન ! તમો તો મારૂં કહેવું બરાબર સમજી ગયાં છો !

વખત—તમે આટલું બધું સમજાવી સમજાવીને કહો ને ન

સમજ્યુ ? પણ બેન, તમારા વિશ્વાસના આંકડાની વાત તો હું કદી ભુલીશ નહીં હો !

## પ્રકરણ ૪ થું.

### ગર્ભના નવ માસ.

વખત—આવો, લક્ષ્મી બેન, આવરદા તો ઘણી મોટી ! હું ત મને હમણાંજ યાદ કરતી હતી કે ઘણા દિવસ થયાં લક્ષ્મી બેન કેમ કાંઇ જણાયાં નહિ. કાંઇ ફુરસદ લઇને આવ્યાં છો કે નહિ ? તમને ઘણુંએ પૂછવાનો વિચાર કરી રાખેલો હોય છે, પણ તમને તમારા ધંધામાં ફુરસદ ન મળે એટલે તમે પણ શું કરો ?

લક્ષ્મી—હા, બેન ! મને મારા કામ આડે ઘણી થોડી ફુરસદ મળે છે, તો પણ તમને જાણવાકરવાની ઘણી હોંશ, એટલે કહ્યું લાવ આજ તો જઇ આવું ઝાઝીવાર બેસીશ નહિ. પેલા ભીખાભાઈ માસ્તરની વહુને ત્રીજે માસે ગર્ભસ્રાવ થઇ ગયો તેથી મને બોલાવી હતી. ત્યાંથી જ આવું છું.

વખત—ગર્ભ ત્રીજા માસનો છે કે બીજા માસનો છે એ વાત તમે શી રીતે જાણી શકો ?

લક્ષ્મી—કેમ ! ગર્ભના આકાર ઉપરથી, એટલે તે કેટલો મોટો છે તથા તેમાં કયા કયા અવયવો ફુટ્યા છે તે જોઇને કહી શકાય.

વખત—ત્યારે તો તે પણ જાણવા જેવું ખરૂં.

લક્ષ્મી—જાણવા જેવું તો ખરૂંજ તો. સ્ત્રીઓ નવ માસ સુધી ભાર ઉંચકે, પણ તે નવ માસ સુધી આપણા ગર્ભસ્થાનમાં તે ગર્ભ (બાળક) કેવી રીતે વધે છે તે સંબંધનું તો તેઓ કશું જાણતી પણ નથી

વખત—હા, તે વાત જાણવા જેવી ખરી. અમે તો બાળક અવતરે ત્યારે જાણીએ કે દીકરો આવ્યો કે દીકરી. અમે બીજું કાંઇ પણ જાણતાં બાણતાં નથી. ઠીક ત્યારે, આજ તો એજ વાત સમજાવો, બેન! ગર્ભ રહ્યો ત્યારથી તે બાળક અવતર્યું ત્યાં સુધીમાં ગર્ભ કેવી રીતે વધે છે તે બધું બેશ કરીને કહો.

લક્ષ્મી—લો, ત્યારે કહું. સ્ત્રી પુરૂષનો સંબંધ થાય છે તોજ ગર્ભ રહે છે, એ વાત તો કહી ગઇ છું. એ ગર્ભ ક્યારે રહે છે તે પણ તમે જાણતાં હશો. હું તમને તે બધી વાતો કહી ગઇ છું.

વખત—હા. તે હું ભુલી ગઇ નથી. સ્ત્રીને નાવણ આવી ગયા પછી એક બે અડવાડીયામાં ગર્ભ રહે છે.

લક્ષ્મી—બરાબર. હવે જુવો, ગર્ભ રહે છે એટલે શું થાય છે તે પ્રથમ કહું. સ્ત્રીના પેટમાં ગર્ભાશય કરીને એક ખાસ જુદોજ અવયવ છે, તે વિષે પણ હું તમને કહી ગઇ છું. એ ગર્ભાશયની કોથળી સાથે પડખાની બે બાજુમાં બે થેલીઓ આવેલી છે અને ગર્ભાશય તથા એ થેલીઓને સાંધનારી બે નળીઓ છે તે પણ ગઇ વખત કહી ગઇ છું. બાજુની બે કોથળીને અંડાશય કહે છે. અંડાશય એટલે ઇંડાં રહેવાની જગા. આ થેલીમાં ઇંડાં તૈયાર થાય છે.

વખત—ઓ બાપરે! વળી સ્ત્રીઓને પણ પંખીની માફક ઇંડાં ખરાં કે?

લક્ષ્મી—હા. પ્રાણી માત્રના જીવની પહેલી શરૂવાત ઇંડાંથી જ થતી હોય એમ જણાય છે. સ્ત્રીને કાંઇ ખોડખાપણ કે રોગભોગ ન હોય તો સ્ત્રીને નિયમિત મહીને મહીને નાવણ આવે છે. આ નાવણ કેટલાક માસ સુધી આવ્યા કરે છે અને દર નાવણે ત્રણ ચાર દહાડા સુધી લોહીનો સ્રાવ થાય છે. આ મુદતમાં સ્ત્રીના અંડાશયમાં ઇંડાં

તૈયાર થાય છે અને તેવામા પુરૂષ સંબંધ થાય છે તો તેમાંના એકાદ ઈંડામાં છવનો મંચાર થાય છે. સ્ત્રીનાં આ ઇંડામાં પુરૂષનુ બીજ મળવાથી ત્યાં ગર્ભની શરૂવાત થાય છે, સમજ્યા ને?

વખત—ઓ મા! આ તો બધુ જાણવા જેવુ આવ્યું! અમે મૂર્ખીઓ આમાંનુ કશું જાણતીયુ નથી! વારૂ, પછી કહો.

લક્ષ્મી—પછી શું? સ્ત્રીને ગર્ભ રહ્યો કે તેમાંનું એક ઈંડું વધવા માંડે છે અને તે જ તમારો ગર્ભ.

વખત—વારૂ, પણ તમે તો ઘણાં ઇંડાંની વાત કરી, તો જેટલાં ઇંડાં, એટલાં છોકરાં કેમ થતાં નહિ હોય?

લક્ષ્મી—કુદરતની એવી જ રચના અને ઇચ્છા હોય છે જેથી બધાં ઈંડાંમાથી એકાદ ઈંડુંજ સ્ત્રી બીજ (રજ)થી મચેતન થઈને પુરૂષના બીજને ગ્રહણ કરે છે, અને તેથી જ ઘણીખરી સ્ત્રીઓને એક બાળક થાય છે, પણ કોઇને બે ત્રણ કે ચાર બાળકો પણ થાય છે તે વાત તમને કહેલીજ છે તો!

વખત—હા, તે તો કહેલું છે. ત્યારે, બીજાં ઘણાં ઈંડાંનું શું થતું હશે?

લક્ષ્મી—બાકીનાં ઈંડાં નાવણુ સાથે અથવા બીજા મેલ સાથે બહાર નીકળી જાય.

વખત—ઠી...ક! વારૂ, બેન, હવે જે એક ઈંડું છવવાળું થાય છે તે અંડાશયમાં ક્યાં સુધી રહે છે?

લક્ષ્મી—તે ઈંડુ અંડાશયમાં એક પેશીમાં હોય છે અને અંડાશય તથા ગર્ભાશયની વચ્ચેની નળીના મેં ઉપર આવે છે ત્યા તે પેશી ફુટે છે ને એક અઠવાડીયું ત્યાં રહે છે, આઠ દીવસ પછી તે ઈંડું ધીમે ધીમે ગર્ભાશયની કોથળી (કમળ)માં આવવા માંડે છે અને આવતાં આવતાં તે

ઇંડાંના બે ભાગ થતા હોય એમ લાગે છે. પક્ષીઓ પોતાનાં ઇંડાંને જન્મ આપીને તેને સેવે છે એટલે તે ફાટીને તેમાંથી બચ્ચાં અવતરે છે તે આપણે જાણીએ છીએ. એને મળતી જ ક્રિયા ગર્ભમાં થાય છે એટલે અંડાશયમાં ઇંડુ તૈયાર થાય છે, મોટું થાય છે, અને ગર્ભાશયમાં આવીને ત્યાં બાળકનો આકાર થવાની અને વધવાની તૈયારી થાય છે.

વખત—વાહ ! શું ઇશ્વરનો બનાવ ! ભલા ભગવાન ! આજ તો બહુ ગમતવાળી વાત સાંભળી ! બાઇ, તમારા વિના આ બધુ મને કોણ સમજાવત ?

લક્ષ્મી—સમજવાની ઇચ્છા હોય છે તેને સમજાવનાર પણ મળી રહે છે. પણ તમારા લોકો પશુ કરતાં વધારે અક્કલ ધરાવતા નથી; નહિ તો આવી જરૂરની વાતો જાણવાની તમ લોકોને ઇચ્છા ન થાય ? નવ માસ ભાર વેઠો, પણ તે ભાર શું ચીજ છે, ત્યા તે કેવી રીતે વધે છે અને કેવી રીતે બહાર આવે છે તેમાંનું કશું જાણો પણ નહિ ? આ વાત દરેક માબાપે જાણવાની જરૂર છે.

વખત—ખરૂં કહો છો, બેન.! આ ઘણી જ ઉપયોગી વાતો છે. વારૂ, પણ જે ઇંડું અંડાશયમાંથી ગર્ભાશય તરફ જવાની નળીમાં આવે છે અને આઠ દિવસના જીવવાળું હોય છે તે ઇંડાનો આકાર કેવડો હોય છે ?

લક્ષ્મી—ઘણુ ઠીક પૂછ્યું ! આઠ દિવસના ગર્ભનો (ઇંડાનો) આકાર આશરે એક ઇંચ એટલે એક તસુના ૧૨૫ મા ભાગનો ($\frac{1}{125}$ ઇંચ) હોય છે. તેમાં ન સમજો તો બીજી રીતે સમજવું. એક જવના દાણાના ૪૦૦ ભાગ કરીએ તો એમાંના એક ભાગ જેટલું એ ઇંડુ બારીકમાં બારીક અણુ સરખું હોય છે, અને નીચે ગર્ભસ્થાનમાં ગયા પછી તેનું કદ વધવા માંડે છે.

વખત—ઓહો ! એક ઇંચનો ચારમોમો ભાગ, ત્યારે તો સોયની અણીથી પણ નાનું !

લક્ષ્મી—હા, એથી પણ ઘણુ નાનુ. નરી આંખે તો દેખાયજ નહિ, એવડુ ! તમારી મોતીની ભાણીમો પ્રથમના અઠવાડીયામાં સોયના નાકા જેવડા ઇંડામા હતો, સમજ્યાં ના ?

વખત—શું કહો છો ? આમાં તો મારી અક્કલ મુંઝાઇ જાય છે, બા ! શી ઇશ્વરની લીલા ! વારૂ, પછી શી રીતે થાય છે ?

લક્ષ્મી—પછી બીજા અઠવાદીયામાં તે ઇંડુ ગર્ભાશયમાં ઉતરીને ગર્ભસ્થાનની કોથળીની એક બાજુમાં ચોટે છે, ત્યાં તે ઇંડાની આસપાસ એજ કોથળીની બારીક ત્વચા વધવા માંડી ને ઇંડાને ઢાંકવા માંડે છે. લગભગ બીજા અઠવાડીઆની આખરે તે ઇંડુ ગોળ આકૃતિ ધારણ કરે છે અને એટલામાં પેલું બારીક પડ ( ઢાંકણ ) તે ઇંડાંની ચારે તરફ ફરી વળીને ઇંડાને બંધ કરી દે છે.

વખત—ત્યારે તેમાં અવયવો ક્યારે દેખાવા માંડે છે ?

લક્ષ્મી—બીજા અઠવાડીયાની આખરે એટલે ત્રીજા અઠવાડીયામાં તેમાં માત્ર જરા જરા આકારો ફુટવા લાગે છે.

વખત—હેં, બેન ! આટલા બારીક ગર્ભમાં વળી અવયવોના આકારો શી રીતે દેખાતા હશે ?

લક્ષ્મી—એટલું પણ જાણતાં નથી ? નાની ચીજને મોટી કરીને બતાવનાર કાચ આવે છે, જેને સૂક્ષ્મદર્શક યંત્ર કહે છે. તે રાખીને જોવાથી નરી આંખે જે ન દેખાતું હોય તે પણ આ કાચની મદદથી દેખાય.

વખત—વાહ ! મજાની યુક્તિ ! ત્યારે તો એમજ કહોને કે ઇંડું છુટવાળું થયું ત્યારથીજ બધાં અવયવો ઇશ્વરની સાથેજ તૈયાર થઇ ગયા હોય છે. આંખે દેખાતા નથી એટલુંજ !

લક્ષ્મી—શાબાશ! ઠીક સમજી ગયાં! બનાવ તો તમે કહે છો તેમજ છે. જુવો, વધારે સમજાવું. આંબલીનો કચુકો આપણા આંગણાની જમીનમાં ઉગીને તેમાં કોંટો ફુટેલો તો તમે ઘણીવાર જોયો હશે. તે કોંટો સોયની અણી જેવો બહાર આવે છે, અને એજ કોંટામાથી આબલીનુ મોટું ઝાડ થાય છે, તે વાત તો ખરી કે?

વખત—હા, તે તો ખરૂંજ તો!

લક્ષ્મી—આંબલીનુ આખું ઝાડ એ કોંટામાં બારીક રૂપમાં હતું, તેજ ઝાડ મોટા રૂપમાં બહાર આવ્યુ, એમ સમજવું. જેમ કોંટામાં આંબલીનુ આખું ઝાડ છે પણ દેખાતુ નથી, તેમ સ્ત્રીના ગર્ભાશયમાં તૈયાર થએલ આ ઇંડામાં આખું માણસ છે, પણ દેખાતુ નથી. કેમ! હું કહુ છું તે સમજી શકો છો?

વખત—તમે દાખલો એવો બેશ આપો કે ઝટ સમજી જવાય. હું તે તમારી સમજાવવાની ચતુરાઇના વખાણ કરૂં કે પ્રભુની અદ્‌ભુત માયાનાં વખાણ કરૂં! ત્યારે તો એમજ કહોને કે ગર્ભાશયમાં પતિનુ બીજ પડીને સ્ત્રીના બીજમાં મળ્યુ કે ત્યારથીજ માણસનો આકાર નક્કી થઇ ગયો.

લક્ષ્મી—રંગ છે! બરાબર સમજી ગયાં, એમજ છે. જેમ આંબલીના બીમાં—આંબલીયામાં—આખું ઝાડ છે, તેમ માણસના બીજમાં પણ આખું માણસ છે. આબલીયો જમીનમાં વાવ્યા વિના ઉગતો નથી, તે જમીનમાં પડે છે ત્યારેજ ઉગીને કોંટો ફુટે છે. એમજ પુરૂષનું બીજ સ્ત્રીના શરીરમાં પડ્યા પછી જીવવાળું ઇંડું તૈયાર થાય છે. આંબલીયાનો જમીનમાં કોંટો ફુટીને ધીમે ધીમે પાંદડા ડાળાવાળું મોટું ઝાડ થાય છે, એવીજ રીતે આ ઇંડામાંથી હાથ, પગ, માથું, નાક, મોં, કાન, ઇત્યાદિ અવયવોવાળું બાળક તૈયાર થાય છે. જો બીજમાં

જ આ બધા અવયવો ન હોય તો બાળકમાં તે અવયવો ક્યાંથી આવી શકે? આંબલીયામાંથી આંબલીજ ઉગે છે, આંબો ઉગતો નથી; એમજ માણસના બીજમાંથી માણસજ પેદા થાય છે. આ વાતોથી ખાત્રી થાય છે કે માણસના તેમજ બધા પ્રાણી અને વનસ્પતિના બીજમાંજ પોત પોતાના સંપૂર્ણ આકારો હયાતજ હોય છે; પણ તે એવા બારીક રૂપે હોય છે કે શરૂવાતમાં આપણે આપણી આંખથી તે જોઇ શકતા નથી. આંબલીયાનો એક કોટા ફુટીને પછી તેમાં પાંદડાં, ડાળીઓ, વગેરે વધારે મોટા આકારમાં દેખાવા માંડે છે, તેમજ ગર્ભમાં બને છે.

વખત—ધન્ય છે, બાઇ, તમારી બુદ્ધિને! પ્રભુની લીલાનો પણ કાંઈ પાર નહી! એક સોયના નાકા જેટલા ઇંડામાં આખું માણસ! તમારી સમજાવવાની યુક્તી પણ એવી છે કે મારા જેવી ઓથડ બાઇડીઓ પણ જલ્દી સમજી શકે. ત્યારે બીજા અઠવાડીયાની આખર પછી ગર્ભના શરીરના કેટલાક ભાગોની જરા જરા નિશાનીઓ દેખાવા લાગે છે, એમજ કે નહિ? વારૂ, પછી કહો.

લક્ષ્મી—હા. માત્ર આછો આછો આકાર દેખાય. ખુલ્લે ખુલ્લો નહિ. ત્રીજા અઠવાડીયામાં આ ઇંડાનુ કદ $\frac{1}{2}$ ઇંચનું થાય છે અને તેની અંદરના ગર્ભનુ કદ $\frac{1}{10}$ ઇંચ જેટલું હોય છે.

વખત—ઓ બાપરે! આવડું નાનું ઇંડુ અને તેમાં પાછો ગર્ભ! વારૂ, ત્રીજા અઠવાડીયાની આખર સુધીમાં એ ઇંડામાં બીજો શું શું ફેરફાર થાય છે?

લક્ષ્મી—એ ગર્ભના ઉપરના પડમાંથી રક્ત નળીયોના ઝુમખાઓ ફુટવા માંડે છે; ગર્ભ $\frac{1}{2}$ ઇંચનો થાય છે, મગજના મૂળ ભાગો અને આંખો તથા કાનના મૂળ આકારો દેખાવા માંડે છે, મોં પાંચ

ખુણાવાળું દેખાય છે, અને પીઠ બહુજ વાંકી વળેલી દેખાય છે.

વખત—તમે રક્ત નળીઓના ઝુમખાની વાત કરી, તે ઝુમખો શા માટે નીકળતો હશે ?

લક્ષ્મી—બહુ સારી વાત પૂછી. માના ગર્ભસ્થાનમાં બાળક પેદા તો થયું, પણ તે બાળક કાંઇ અમથુ વધે ? તેને ખાવાનુ જોઇએ ના ! ખોરાક વિના વધી શી રીતે શકે? એ રક્ત નળીઓ વાટે માનુ લોહી બાળકના શરીરમાં જાય છે અને તેથી બાળક વધે છે.

વખત—બાળકનુ પોષણુ ગર્ભમાં મોથી થતું હશે કે કેમ ?

લક્ષ્મી—નારે બેન ! કુદરતે તેના પોષણની બીજી યુક્તિ કરી છે. મેં કહી તે રક્ત નળીઓના ઝુમખાઓ વાટે માનુ લોહી બાળકના નાળવામાં જાય છે અને તે નાળવા રસ્તે ડુંટીમાં થઇને બાળકના શરીરમાં ચડે છે, તેથી ગર્ભ વધતો જાય છે. આ વાત તમને અગાઉ પણ ઇસારે જણાવી છે.

વખત—વાહ ! શી ગમત કરી છે ! વારૂ, હવે એક માસનાં બાળકની વાત કરો જોઉ !

લક્ષ્મી—એક માસના ગર્ભનુ ઈંડું કબુતરના ઈંડા જેવડું, એટલે આશરે પોણા ઇંચનુ હોય છે અને વજનમાં આશરે પાવલીભાર જેટલું હોય છે. નાભિ બરાબર ખીલે છે. ઇંડાની અંદરનો ગર્ભ ½ ઇંચનો લાંબો હોય છે અને એક નાના જાડા વાંકા વળેલા કીડા જેવો તેનો આકાર દેખાય છે. આ ચોથા અઠવાડીયામાં આ કીડા જેવો ગર્ભ વધારે વાંકો વળે છે, તે એટલો બધો કે માથું અને પૂછડી ( નીચે પૂંછડી જેવોજ આકાર હોય છે ) લગભગ અડોઅડ આવી જાય છે. ગર્ભની પીઠ વાંકી વળીને એક ગોળ ચકર જેવી દેખાય છે. -વળી આંખો બે કાળાં મીડાં જેવી દેખાય છે, અને ઝાડમાં ફણગા-ફુટયા

હોય તેની પેઠે હાથપગના આકારો ફણગા જેવા દેખાય છે.

વખત—વારુ, હવે બીજા માસની વાત કહો.

લક્ષ્મી—પાંચમા અને છઠ્ઠા અઠવાડીયાની વચેનો ગર્ભ લંબાઈમાં લગભગ સવા ઈંચનો થાય છે. ચાર અઠવાડીયાના ગર્ભમાં જે હાથ પગો માત્ર ઝાડના ફણગા જેવા લાગતા હતા તે પાચમા અઠવાડીયાથી ખુલ્લા આકારથી દેખાય છે. હાથ પગનાં આંગળાંનો આકારો પણ બીજા માસમાં દેખાય છે. છઠ્ઠા અઠવાડીયા પછી આંખનાં પોપચા દેખાવા માંડે છે. આંગળીઓ છુટી પડે છે; બીજા માસની આખરે ગર્ભની લંબાઇ ૧ ઇંચ થાય છે અને નીચે પુંઠી જેવો આકાર દેખાતો બંધ પડે છે. આ બીજા માસની આખરે ગર્ભમાં માણસનું રૂપ પરખાઈ શકાય છે.

વખત—વાહ! આ તો ઝડપ બંધ ફેરફાર થતો આવે છે. તમે કહ્યું હતું કે તેનું માથું તથા પૂંઠી લગભગ અડોઅડ આવી જાય એવી રીતે તે ગર્ભ કીડાની પેઠે વાંકો વળી ગયેલો હોય છે, તો તેવો વાંકો ક્યાં સુધી રહે છે?

લક્ષ્મી—ત્રીજા મહીનામાં તે પ્રથમ કરતાં સીધો થાય છે અને પછી દર માસ વધારે સીધો થતાં થતાં છેવટ હાથ પગનાં ટુંટીયાં વાળીને બેમણીભર બેસીએ છીએ એવી રીતે થઇ રહે છે.

વખત—વારુ, હવે ત્રીજા માસની વાત કરો જોઉં!

લક્ષ્મી—હા, ત્રીજા માસના આરંભમાં ગર્ભનું ઈંડું મુરઘીના ઈંડા જેવડું હોય છે, નાળ ઘણો વધેલો હોય છે; ઈંડાની અંદરનો ગર્ભ લંબાઇમાં ૧ થી ૨॥ ઇંચ હોય છે, અને વજનમાં પણ થોડો વધેલો હોય છે. હાથ પગનાં જુદા જુદા બધા ભાગો આ માસમાં ખુલ્લા દેખાય છે, બે પગનાં તળીયાં સામસામાં આવી રહે છે, અઢી માસના

ગર્ભની લંબાઇ અવા ઇચ કરતાં પણ વધી જાય છે; જનન ઇદ્રિનો આકાર બહાર આવવા લાગે છે, પણ છોકરો છે કે છોડી છે તે ચોક્કસપણે માલમ પડતું નથી. ગર્ભનું માથું ધડના પ્રમાણમાં પ્રથમથી જ ઘણું મોટું હોય છે, અને આ માસની અંતે પણ મોટું જ હોય છે. માથાના પ્રમાણમાં ધડ ઘણું પાતળું હોય છે અને બાળક ઘણું બેડોળ લાગે છે. હાથ (ભુજા) ખભેથી નીચે નમેલ હોય છે, પણ હાથનો છેડાનો ભાગ એટલે પોચો દાઢી તરફ ગયેલો હોય છે. પગ અદરથી વળેલા હોય છે. હાથ પગનાં આંગળાંના નખનો મૂળ આકાર દેખાય છે. માથુ પ્રથમના કરતાં વધારે ટટાર થાય છે અને પીઠનો વાંક ઓછો થાય છે. પાંસળીઓ ખુલી થવા લાગે છે તેથી પેટ અને છાતી એવા બે ભાગ ખુલ્લા થાય છે. ત્રીજા માસની અંતે ગર્ભની લંબાઇ આશરે ૩ ઇંચની હોય છે, ઇંડું આશરે ૪ ઇંચ લાંબું હોય છે, અને વજન ૧૦ તોલા જેટલું હોય છે આંખનાં પોપચાં વીંચાઈ જાય છે, નાક પહોળુ અને ત્રણ ખૂણીવાળું દેખાય છે તથા હોઠ જાડા ને દાઢી અણીદાર માલમ પડે છે. પુરા ત્રણ માસનો ગર્ભ આવો હોય છે. કેમ, સમજ્યાં?

વખત—હા, સમજી ખરી, પણ તમે તો કહ્યું છે કે ગર્ભ ઈંડાંમાં વીંટાયો હોય છે, ત્યારે તેના આ બધા આકારોની શી રીતે ખબર પડતી હશે?

લક્ષ્મી—વાહ, એ જાણવું તો સાવ સહેલું છે, સ્ત્રીઓને ગર્ભ સ્રાવ થાય છે ને ગર્ભ બહાર પડે છે, તે સૂક્ષ્મદર્શક યંત્ર વડે જોઇને પરીક્ષા કરવાથી આ બધુ સમજી લેવાય. સ્ત્રીઓને ગર્ભસ્રાવ મોટે ભાગે આ ત્રીજા માસમાં જ થાય છે.

વખત—ઠીક, એ તો હવે બરાબર સમંજી. હવે ચોથા માસમાં

ગર્ભ કેવડો થાય છે તે કહો.

લક્ષ્મી—કહું, સાંભળો. સાડાત્રણ માસનો ગર્ભ આશરે ૪॥ ઇંચ લાંબો હોય છે. ચોથા મહીનાની આખરે ઓર વજનમાં તથા જાડાઇમાં વધે છે, નાળનું ગર્ભની લંબાઇ કરતાં બમણું ત્રમણું લાંબુ વધે છે, ગર્ભની લંબાઇ ૫ ઇંચની થાય છે અને વજન આશરે ૨૦ તોલા ભારનું હોય છે તથા માથું ધડના ૪ થા ભાગ જેટલું હોય છે. મોં, આંખો, કાન તથા નાક બરાબર આકાર લે છે. આ માસની આખરે બાળક નરજાતિનું છે કે નારીજાતિનું છે તે સહેલથી ઓળખાય છે. જનન અવયવો આકારમાં વધેલા માલમ પડે છે.

વખત—બહુ મજાની વાત જાણી. વારૂ, હવે પાંચમા માસના ગર્ભની વાત કહો.

લક્ષ્મી—ચોથો મહીનો પુરો થયા પછી અને પાંચમો માસ અરધો વીત્યા પછી બાળક ૬ ઇંચનું થાય છે. ચેહેરા ઉપર કરચોળીઓ પડે છે. માથાની ખોપરીમાં તેમજ શરીરના બીજા ભાગો ઉપર વાળ દેખાય છે. ચામડી પ્રથમ કરતાં મજબુત અને ગુલાબી રંગની હોય છે. પાંચમો મહીનો પુરો થતાં ગર્ભ ૮ ઇંચનો થાય છે અને વજનમાં આશરે ૧ રતલ થાય છે. નખ થવા લાગે છે, અને હવે ગર્ભ ફરકતો હોય એવું માને માલમ પડે છે.

વખત—ઓહો! એક માસમાં તો બાળક ઘણુંજ વધ્યું જો!

લક્ષ્મી—વધે કેમ નહિ? જેમ જેમ મોટું થતું જાય તેમ તેમ તે ઝડપબંધ વધવા માંડે છે.

વખત—વારૂ, ઠીક; હવે છઠ્ઠા માસની વાત કરો.

લક્ષ્મી—છઠ્ઠો માસ પુરો થતાં બાળક ૧૨ ઇંચ લાંબો થાય છે, અને વજનમાં ૧॥ શેર થાય છે. ચામડીમાં કરચોળીઓ વળે છે, અને

ઝીખા લાલરંગની દેખાય છે. આંખની પાંપણો અને ભમરો ઉગવા લાગે છે, નખ બહાર નીકળે છે; આ ઉમરે જન્મેલ બાળક બહુ ધીમે ધીમે શ્વાસ લે છે, પણ થોડા કલાકમાં મરણ પામે છે.

વખત—ત્યારે છઠ્ઠા માસમાં પ્રસવ થાય તો તે બાળક જીવી શકે નહિ, એમ કે?

લક્ષ્મી—નજ જીવે. સાતમા માસમાં જન્મે તે બાળક પણ ઘણું ખરૂં જીવતું રહેતું નથી. હવે બાકીના માસની વાત કહું છું તે સાંભળી લો.

**સાતમો માસ**—બાળકની લંબાઇ ૧૪ ઇંચની અને વજન ૨॥ રતલનું હોય છે. ચામડી હજી કરચોળીવાળી હોય છે, અને ચીકાસવાળી હોય છે. પોપચાં ખુલ્લાં થાય છે. સાતમે માસે અવતરેલું બાળક બહુ ધીમો શ્વાસ લે છે, ધીમું ધીમું રૂવે છે, પણ થોડા કલાકમાં કે થોડા દહાડામાં મરી જાય છે.

**આઠમો માસ**—બાળકની લંબાઈ ૧૬ ઇંચ, અને વજન ૩॥ રતલનુ હોય છે. ચામડીનો આકાર માંસના જેવો થાય છે, માથાના વાળ વધારે જાડા થાય છે. આ ઉમરે જન્મેલ બાળક બહુ સંભાળથી ઉછેરવામાં આવે તો બચે.

**નવમો માસ**—બાળકની લંબાઇ ૧૬॥ થી ૧૭॥ ઈંચ અને વજન ૪ રતલનું હોય છે. શરીર ઉપરની કરચોળીઓ દેખાતી બંધ પડે છે અને શરીર વધારે ગોળ બને છે. નવમે માસે જન્મેલાં બાળક જીવે છે પણ પૂર્ણ માસે અવતરેલાં બાળક જેવાં તે ચંચળ હોતાં નથી, બહુ ઉંઘે છે, અને જો સંભાળ લેવામાં ન આવે તો મરી જાય.

**દશમો માસ**—દશમે માસે જન્મનાર બાળકની સરાસરી લંબાઈ ૨૦ થી ૨૧ ઈંચની હોય છે. સરાસરી વજન સાત રતલ હોય

છે, શરીર વધારે ભરાવદાર થાય છે, ચામડીની અતિ લાલાશ જતી રહે છે. નખ આગળીના છેડાથી બહાર નીકળે છે, બાળક જન્મે છે કે ચીસો પાડવા લાગે છે, પોતાના હાથ પગ છુટથી હલાવે છે અને છાતીએ મૂકવાથી ધાવવા મડે છે.

વખત—વાહ રે ! બેન, આ તો બધુય જાણવા જેવુ ખરૂં. આવુ આવુ જાણી રાખ્યુ હોય તો ઘણો ફાયદો છે.

લક્ષ્મી—ફાયદો તો ખરોજ તો. વારૂ, હું જે જે કહી ગઇ તે બધુ તમને યાદ રહ્યુ ?

વખત—હા, બધુ યાદ રહ્યુ છે યાદ ન રાખુ તો તમને માથાકુટ શા માટે કરાવુ ?

લક્ષ્મી—બહુ સારૂં. ત્યારે એકવાર મારી પાસે બોલી જાઓ, જોઉં

વખત—લ્યો, બોલી જાઉ. સ્ત્રીઓના ગર્ભસ્થાનની ડાબી જમણી એ બાજુમા બે થેલીઓ હોય છે અને તે થેલીઓ તથા ગર્ભસ્થાન એ નળીઓથી જોડાયેલ હોય છે સ્ત્રીઓને નાવણુ આવે છે તેનુ રક્ત આ બે થેલીઓમા પેદા થાય છે અને દરમાસ તે નાવણુનુ લોહી તે થેલીઓમાથી ગર્ભસ્થાનમા થઇને બહાર પડે છે. જ્યારે ગર્ભ રહેવાનો હોય છે ત્યારે નાવણુ બધ થાય છે, અને એમાથી એક થેલીમાના ઇડામા જીવનો સચાર થાય છે. એ જીવ ઇડા રૂપે હોય છે, એટલે ઇડાની અદર ગર્ભની ઉત્પત્તિ થાયછે આ જીવવાળુ ઇડુ થેલીમાથી પેલી નળીવાટે ગર્ભસ્થાનની કોથળીમાં ઉતરી તેની અદરની દીવાલને ચોટે છે અને ત્યા તે ઇડાની આસપાસ એક પડદો ફરી વળે છે. આ રીતે ગર્ભમા ઇડા રૂપે એક પડદો તો હોય છે અને પાછો આ બીજો પડદો બધાય છે અને અદરનો ગર્ભ આ બેવડા ઢાકણુની અંદર પુરાઇ રહે છે આઠ દિવસનો આ ગર્ભ સોયની અણીથી પણ ઘણો નાનો

હોય છે, અને બીજું અઠવાડીયું પુરૂં થઇને ત્રીજું બેસતાં ગર્ભમાં અવયવોના આકારો ફુટવા માંડે છે. વળી ત્રીજા અઠવાડીઆની આખરે ઈંડાંના ઉપલા પડદામાં રક્ત નળીઓના ઝુમખા નીકળે છે અને એ રક્ત નળીઓ વાટે બાળકને નાળયા રસ્તેથી પોષણ મળે છે. એક માસનું ગર્ભનુ ઈંડું કબુતરના ઈંડા જેવડું હોય છે અને તેની અંદરનો ગર્ભ એક લાંબા વાંકા વળેલા કીડા જેવો હોય છે. ગર્ભનું માથું ઘણું મોટું હોય છે અને ધડ કમાનની પેઠે વળીને માથું તથા નીચેનો પુછડી જેવો દેખાતો ભાગ લગભગ પાસે આવી જાય છે; આંખોને ઠેકાણે બે કાળાં મીંડાં દેખાય છે અને ઝાડના ફણગા ફુટે એવી રીતે હાથ પગના આકાર ફણગા જેવા જણાય છે. બીજા માસમાં હાથ પગના આકારો વધારે ખુલ્લા થાય છે, નીચેનો પુંછડી જેવો આકાર બંધ પડે છે અને ગર્ભ માણસનો આકાર ધારણ કરે છે. ત્રીજા માસમાં વળી ગર્ભ સીધો થવા માંડે છે, હાથ પગના ભાગો જુદા જુદા દેખાવા લાગે છે, સ્ત્રી કે પુરૂષ જાતિના અવયવોના આકારો જણાવા લાગે છે પણ કઈ જાતી છે તે નક્કી કરી શકાતું નથી; માથું વધારે ટટાર થાય છે, પીઠનો વાંક ઓછો થાય છે. આ માસનો ગર્ભ ૩ ઈંચ લાંબો અને પાશેર વજનનો હોય છે. ચોથા માસમાં ગર્ભનો પડદો જાડો થાય છે, નાળનું ગર્ભની લંબાઇ કરતાં બમણું ત્રમણું થાય છે; મોં, આંખ, કાન નાક વગેરે અવયવો બરાબર આકાર લે છે અને બાળક છોકરો છે કે છોકરી છે તે સહેલથી ઓળખાય છે, કેમકે જાતિ દર્શાવનાર અવયવો આકારમાં વધેલા હોય છે. ગર્ભ લંબાઇમાં ૫ ઈંચ અને વજનમાં ૨૦ તોલા થાય છે.

લક્ષ્મી—વાહરે, વખત બેન! તમે તો બરાબર યાદ રાખ્યુ છે! વારૂ, પછી દશમા માસ સુધીનું બોલી જાઓ.

વખત—પાંચમા માસમાં બાળકના માથા ઉપર વાળ દેખાવા માંડે છે. આ માસથી બાળક ફરકે છે અને લબાઇમાં ૮ ઇચ અને વજનમાં એક રતલ હોય છે. છઠ્ઠા માસના બાળકાં આંખની પાંપણો અને ભમરો ઉગવા લાગે છે, નખ બહાર આવે છે. બાળક ૧૨ ઇંચ લાંબુ અને ૧૫ શેર વજનનુ હોય છે. સાતમે માસે બાળક ૧૪ તસુ લાંબુ અને ૨॥ શેર વજનનું હોય છે, આઠમે માસે ૧૬ તસુ લાંબુ અને ૩॥ શેર વજનમાં હોય છે; નવમે માસે બાળકની લંબાઇ આશરે ૧૭ તસુ અને વજન ૪ શેરનું હોય છે, અને દશમા મહીનાનું એટલે નવ માસ પુરા થઈ દશમો માસ બેઠા પછીનુ બાળક ૨૧ તસુ લાંબુ અને ૭ રતલ વજનનું હોય છે. આઠમે માસે બાળક જન્મે તો બહુ સંભાળીને ઉછેરીએ તો બચે, નવમે માસે જન્મેલા બાળકને પણ બહુ સંભાળથી ઉછેરવું જોઇએ, કેમકે બહુ નબળું હોય છે. દશમે માસે અવતરેલ બાળક ચંચળ હોય છે, મોટા ઘાંટાથી રૂએ છે અને હાથપગ છુટથી ફેરવે છે.

લક્ષ્મી—શાબાશ છે, તમને! તમારી યાદશક્તિ તથા બુદ્ધિનાં હું શું વખાણ કરૂં? તમે બધું વર્ણન બરાબર કરી ગયાં!

વખત—બધુ વર્ણન ન કરી શકું તો પછી તમારા પાસેથી શીખું શા માટે? પણ, બેન આજની વાતથી તો બહુ મજા પડી જો! ગર્ભનું ઇંડું ને તેમાં વળી ગર્ભ! અને વળી તેના ઉપર પડદો! ને વળી તેના સાથે લોહીની નમો! ને તે નમોવાટે બાળક માના શરીરમાંથી પોષણ લેઇને વધે! વળી આંખે તો દેખી પણ ન શકાય એવા બારીક ઇંડામાંથી નવ માસમાં ૭ રતલનું બાળક થઇ જાય અને એક ઇંડામાંથી માણસનો આકાર બની જાય! આજ તો કંઇ કંઇ વાતો જાણીને હું તો ઘેલી ઘેલી બની જાઉં છું! બાઇ તમને

એકનાં એકવીશ થજો ! તમારા વિના આવું બધું જ્ઞાન કોણ આપે ! વારૂ, આ બધું તો હું સમજી, પણ ગર્ભિણીને બાળક ક્યારે અવતરશે તે અગાઉથી જાણી શકાય ખરૂં કે ?

લક્ષ્મી—હા, તે જાણવાની પણ રીતો છે. વિદ્વાન અનુભવી માણસોએ તેની પણ કેટલીક રીતો નક્કી કરેલી છે.

વખત—ત્યારે તેની પણ એકાદ રીત હોય તે કહોને, બેન !

લક્ષ્મી—હા. લ્યો કહું. તેની એક રીત એવી બતાવવામાં આવી છે કે ગર્ભ રહ્યા પહેલાં જે દહાડેથી દસ્તાન બંધ રહ્યું હોય તે તારીખમાં ૭ દિવસ મેળવવા અને ત્રણ મહીના પાછલા બાદ કરવા અથવા નવ માસ વધારવા જે દિવસ આવે તે અઠવાડીયે બાળક અવતરવાનું સમજવું.

વખત—આ વાત જરા બેસ કરીને કહો. હું બરાબર સમજી નથી.

લક્ષ્મી—એમ ધારો કે એક સ્ત્રીનું નાવણ (રક્ત) તા. ૩ જી માર્ચના રોજ બંધ થયું હોય તો તેમાં ૭ દહાડા ઉમેરવા એટલે તા. ૧૦ મી માર્ચ થઇ. અને તેમાંથી ત્રણ માસ બાદ કરવા અથવા નવ માસ ઉમેરવા એટલે ડીસેમ્બરની તા. ૧૦ મી થઇ. તા. ૩ જી માર્ચને દિવસે નાવણ બંધ થયું હોય તેને તા: ૧૦ મી ડીસેમ્બરવાળા અઠવાડીયામાં પ્રસવ થવાનો સંભવ સમજવો. ગર્ભ રહ્યાનો દહાડો અને પ્રસવનો દહાડો દર્શાવનારૂં એક પત્રક જોવાથી આ હિસાબ કરવો જ ન પડે.

વખત—વાહ ! આ તો બહુ મજાનો હિસાબ ! અને વળી તેનું પત્રક પણ તૈયાર ! ફેક્ત જોઇ લેવું એટલીજ વાર ?

લક્ષ્મી—હા, ગર્ભ રહ્યાનો દિવસ નક્કી હોય એટલે તે જોઇને તેના કોઠામાં તેનીજ નીચેનો તારીખ માસ જોઇ લો એટલે પત્યું !

વખત—પણ ગર્ભ કયે દિવસે રહ્યો છે તે તો શાંઇ ?

ણુવામાં હોતું નથી, ત્યારે તે દિવસ શી રીતે નક્કી કરવો?

લક્ષ્મી—ગર્ભ રહ્યાનો દિવસ નક્કી ન થાય, પણ નાવણ બંધ થયાનો દિવસ તો યાદ હોય ના?

વખત—હા, તે તો યાદ હોયજ. ત્યારે નાવણ બંધ થયાનો દિવસ તેજ ગર્ભ રહ્યાનો દિવસ ગણીને ઉપલો હિસાબ કરવો?

લક્ષ્મી—હા, એમજ.

વખત—ત્યારે, બેન, તમારૂં તે પત્રક મને લખાવશો?

લક્ષ્મી—ઘણી ખુશીથી લ્યો, લખી લો. (જુવો આ પુસ્તકના પાછલા ભાગપર.) વારૂ, બેન, હવે જાઉં છું.

વખત—હવે જવાય છે. જરા તો બેસો.

---

## પ્રકરણ છ ઠ્ઠું.

### ગળથુથી.

વખત—વારૂ, લક્ષ્મી બેન! બાળક જન્મે છે ત્યારે આપણામાં ગળથુથી પાવાનો ચાલ છે, તે તો તમે જાણો છો ના?

લક્ષ્મી—હા, કેમ ન જાણું! તમારા લોકોમાંજ ફરનારી છું ને જાણું નહિ? કોઇ તેને ગળથુ કહે છે ને કોઇ ગળથુલી પણ કહે છે.

વખત—ત્યારે એ ગળથુથી અથવા ગળથુલી વાસાનાં બાળકને પાવી તે ઠીક કે નહિ? તે ચાલ કેમ પડયો હશે?

લક્ષ્મી—તમને આગળ* એકવાર કહી ગઈ છું કે બાળક અવતરે છે ત્યારે પ્રસુતિને પહેલા બે ત્રણ દહાડા સુધી છાતીમાં ધાવણ આવતું

---

*જુવો "ધાત્રી શિક્ષા" ભાગ ૧ લો, "પ્રકરણ ૯ મું છોકરૂં ઉછેરવાની રીત.

નથી અને તે કારણથી તમારા લોકો દુધને બદલે ગળથુથી પાતા હશે. અમારા ડાક્ટર સાહેબ તો દુધ પાવાની જ ભલામણ કરે છે. એકાદ વાસાના બાળકના ગળામાં વળી દુધ વિના બીજું કંઈ અપાતુ હશે કે?

વખત—ત્યારે અમારાં બૈરાઓ તેમજ જુની દાયણો તો બાળકને ગોળ, ગડોડા અને અલાબલા એવી ચીજોનુ રેડીયું કરીને પાય છે, તેથી તો નુકશાન ખરૂ જ કે?

લક્ષ્મી—નુકશાન તે વળી એક વાર નહિ! અરે બેન! ગોળ ગંડોડાની શું વાત કરો છો! હું તો એમ પણ સાંભળું છું કે કેટલીક મૂર્ખ જુની દાયણો બાળક અવતરે છે ત્યારે તેના મોમાં ખાંડ આપે છે અથવા પાઇ દે છે, અને એવું કહે છે કે બાળક અવતરે ત્યારે ખાંડ પાઇએ તો પછી તે કોઇ દી ભરાઇ જાય નહિ.

વખત—હા, મેં પણ આ વાત સાંભળી છે ખરી. પણ ખાંડથી તો ઘણુંજ નુકશાન થાય, ખરૂ કે નહિ?

લક્ષ્મી—નુકશાન તો બેન ઘણું છે, પણ આપણે તે વાત કયાં સમજીએ છીએ. 'નહિ ઝાડ ત્યાં એરંડો રૂખ' એવો આપણો ઘાટ થયો છે. આપણામાં પુરી અક્કલ બળી નથી એટલે દાયણ કહે તે સાચુંજ માનવું તો! દાયણ કહે છે એમ કે પહેલે દીવસે ખાંડ પાપએ તો પછી બાળક ભરાય નહીં; પણ ખાંડ પાવામાં તો બાળકમાં સસણીના રોગનુ બીજ રોપાય છે, તે સમજવા જેટલી તમારી બાઇડીઓમાં સમજણ કયાં છે?

વખત—હા, બેન! જો અમો સમજતાં હોઇએ તો એવું કામ કરતાં દાયણને અટકાવીએજ નહિ! વારૂ, પણ ગળથુથી પાવાનો ચાલ તો પરાપૂર્વથી ચાલ્યો આવે છે એમ કહેવાય છે, તો સે ચાલ કાંઇ સમજીને પાડ્યો હશે કે નહિ? મારા પીયરમાં એક વૈદરાજ -આત્રે

છે, તે તો એક વાર મારા બાપાને કહેતા હતા કે જુના વૈદક શાસ્ત્રમા પણ એવુ પાવાનો લેખ છે. તેઓ પોતે એશ સમજુ, વૈદકના ગ્રંથો જોયેલા અને વળી અનુભવી છે અને તેઓ પણ ગળથુથી પાવાના હાલના ચાલને ધિક્કારતા હતા ખરા, પણ ગળથુથી જેવુંજ કાંઇ ધી મધ વીગેરે પાવાની સલાહ આપતા હતા[1].

લક્ષ્મી—ત્રણ દિવસ સુધી પ્રસુતાને ધાવણ ન આવે માટે તેને કાંઇ પોષણ તો જોઇએજ, અને તેથી ઘી તથા મધ ચટાડવાની વૈદક ગ્રંથોમાં ભલામણ કરી હોય તો તે પણ સારી છે. પણ આપણી ગળથુથીમાં તેવો નિયમ ક્યા રહ્યો છે? કોઈ ગોળનુ પાણી કરીને પાય છે, કોઇ ખાંડનુ પાણી પાય છે અને કોઇ તેમાં બકરીની લીંડી વગેરે એ ત્રણ વસ્તુઓનું રેડીયું કરીને પાય છે. ફક્ત મધ અને ઘી ચટાડતાં હોય તો તો સારૂંજ તો! જ્યાં ત્યાંથી ત્રણ દિવસ સુધી બાળકને પોષણની જરૂર છે, અને તે પોષણ તેને નુકસાન કરે એવું ન હોવું જોઇએ.

વખત—એ તો ખરી વાત. નુકસાન કરે એવું રેડીઉં બેડીઉં કાંઇ નજ આપવું જોઇએ. પણ અમારી સ્ત્રીઓ કાંઇ પોષણ માટે જ ગળથુથી પાતી હોય એમ દેખાતું નથી. તેઓ તો એટલુ જ સમજે છે કે નવું બાળક અવતર્યું એટલે તેને ગળથુથી પાવી જ જોઇએ.

લક્ષ્મી—હા, એમજ! અને બીજું જાણો છો?

વખત—વળી બીજું શું?

લક્ષ્મી—આ ગળથુથી પાવાને માટે સગીઓમાંથી કે પડોશણોમાંથી કોઇ ચતુર બાઇડીને બોલાવે છે અને તેને હાથે પવરાવે છે,

[1] तृतीयेऽन्हि चतुर्थे वा स्त्रीणांस्तन्यं प्रवर्त्तते ॥ तस्मात्प्रथमेऽन्ह्यनंतामिश्रे मधुसर्पिषी मंत्रपूते त्रिकालं प्राशयेत् ॥ त्रीजे के चोथे દિવસે ધાવણ આવે છે, માટે મધ તથા ઘીમાં અનતા (બ્રો)મેળવીને ત્રણે વખત ચટાડવું.

અને બાળક મોટું થયા પછી જો તે કજીયાળું થાય છે તો મશ્કરીમાં પેલી ગળથુથી પાનારનો વાંક કાઢવામાં આવે છે અને ગળથુથી પાનાર તે બાળકને કહે છે કે "તેં તો મારી ગળથુથી લજવી!" માની કુખ ન લજાણી પણ ગળથુથી લજાણી! અજ્ઞાન તો જુવો!

વખત—અજ્યાં! તમે તો અમારાં બધાય છેબકાં જાણતાં લાગો છોને! હા, એમ બોલાય છે ખરૂ, પણ તે તો મશ્કરીમાં બોલાય છે.

લક્ષ્મી—મશ્કરીમાં કે બશ્કરીમાં, પણ ગળથુથુ પાવાનો ચાલ પડ્યો છે તેનુ ખરૂ કારણ તમે લોકો સમજતાં નથી અને એક પૂછડું પકડીને બેઠાં છો! અને તેથી એકાદ વામાના બાળકને શું અપાય અને શું ન અપાય તેનુ પણ તમને ભાન રહ્યું નથી!

વખત—ખરૂં કહો છો, બેન! અમારાં બૈરાઓ પોતે જે કરે છે તેનો કશો વિચાર કરતાં નથી. ઘણીક વાતોમાં તો તેઓ રૂઢી અને જુના ચાલનેજ વળગી રહ્યાં છે, અને તેમાં લાભ હોય કે નુકસાન હોય, પણ તે વાત તેઓ કરેજ રહે છે! વારૂ, ત્યારે ગળથુથીમાં વાસાના બાળકને શું આપવું તે તમોજ બેશ કરીને કહો.

લક્ષ્મી—તે વાત મેં તમને એક વાર કહેલીજ છે. ગાયના દુધમાં એટલુંજ બીજું પાણી મેળવીને તથા જરા સાકર મેળવીને પાયા કરવું. અથવા તમારા બાપાના વૈદરાજે ઘી મધ ભેગાં કરીને ચટાડવાની ભલામણ કરી હતી તે પણ ઘણી સારી છે. ઘી તથા મધ બેશ તાજાં અને ચોખ્ખાં જોઇએ. ભેગવાળાં હોય તો એક કરતાં બીજું થાય!

વખત—બહુ ઠીક. ત્યારે મારી મોતીને બીજે ભાણીઓ આવશે ત્યારે હું પણ તમારા કહેવા પ્રમાણેજ કરીશ અને સગાં સંબંધીઓ તથા પાડોશીઓને પણ આ ગળથુથીની વાત સમજાવીશ. હવે તમે જાઓ, બેન, આજે તમને મેં બહુ ખોટી કર્યાં. (લક્ષ્મી જાય છે.)

સમાસ.

ચિત્ર ૪ થું.



ઓરમા–ગર્ભાશયમા પુરા દહાડાનું છોકરૂં

ચિત્ર ૩ જું.



પુરા દહાડાની ઓર–ગર્ભાશય

ચિત્ર ૧ લું



૭ માસ પહેલા છોકરૂ ગર્ભાશયમા કેવી રીતે રહે છે તે બતાવનારૂં ચિત્ર ૭ માસ પછી માથુ નીચુ આવવા માંડે છે અને પગ ઉપર જતા જણાય છે.

ચિત્ર ૨ જું




ચાર પાંચ માસના ગર્ભવાળી સ્ત્રીની ઓર-જરાયુ

ચિત્ર ૩ જું.



પુરા દહાડાની ઓર-જરાયુ.

ચિત્ર ૪ થું.



ઓરમાં-જરાયુમાં પુરા દહાડાનું છોકરું.

ચિત્ર ૬ ઠું.



કમળમાં નિતંબ-ઢગરાં-પ્રથમ આવે છે તે દર્શાવનારૂં ચિત્ર.

ચિત્ર ૭ મું.



કમળમાં માથુ પ્રથમ આવે છે તે દર્શાવનારૂં ચિત્ર.

ચિત્ર ૮ મું.



ધડ બહાર આવ્યું છે. માથું આવવું બાકી છે. આ વખતે બાળક હાલતું માલમ પડે છે તેથી દાયણ આંગળા નાખીને બાળકનો પ્રસવ કરાવે છે.

ચિત્ર ૯ મું.



કમળીમાં જોડકું કેવી રીતે રહે છે તે બતાવનારૂં ચિત્ર.

